# ગોપીચંદ નાટક.

ત્રિઅંકી.

રચનાર

ઠા. દામોદર રતનસી સોમાણી.

તથા

ધ્રુવ. દુર્લભદાસ વિ. શ્યામજી નગરકર.

ગીતિ.

નાટક ત્રય અંકી આ, રચ્યું ભક્તિમાં પ્રેમ ઉપજવાને;
સ્થલ સ્થલ શાન્તિ પ્રસરવા, પર્મ ધર્મના મર્મ સમજવાને.

પ્રસિદ્ધ કરનાર

દા૦ ર૦ સોમાણી.

મુંબઈ:

"નિર્ણય સાગર" છાપખાનામાં છાપ્યું.

સંવત ૧૯૪૦ સને ૧૮૮૪.

મુલ્ય આના આઠ.

# अर्पणपत्र.

મહારાજાધિરાજ, જામશ્રી ૭ વિભાજી બહાદુર-
ગૌબ્રાહ્મણ પ્રતિપાળ-સંસ્થાન શ્રી નવાનગર.

આપ માનવંતા સાહેબ વિદ્યાવૃદ્ધિ કરવામાં બહુ ઉત્સુક છો,
પ્રજાપ્રત્યે રાજાનો ધર્મ કેવોછે તે આપે સપ્રમાણ સિદ્ધ
કરી આપ્યોછે. નિરાશ્રિત લોકો પ્રત્યેની આપની
અમુલ્ય દયા સર્વ સ્થળે પ્રસિદ્ધ છે, તેમજ આ-
પનો આનંદી સ્વભાવ અને પ્રશંસા-
પાત્ર ઉદારતા આપના મહાન
પદને વિશેષ શોભા આ-
પેછે; આ પ્રમાણે
આપ જેવા
ગુણજ્ઞ અમારી
જન્મ ભૂમિના રાજ્ય ક-
રતા હોવાથી આપના પ્રત્યે અ-
મારા અંતઃકરણમાં ઉત્પન્ન થયલા પ્રેમાં-
કુરનું પ્રત્યક્ષ ચિન્હ દર્શાવવા આ લઘુ પણ બોધદાયક

**गोपीचंद नाटक.**

અમો સહર્ષ સત્કારપૂર્વક આપને અર્પણ કરીએ છીએ તે
માન્ય કરશો.

આષાઢ શુદ ૨ મંગળવાર
સંવત ૧૯૪૦.
મુંબઈ.

અમે છીએ આપના આજ્ઞાંકિત,
**દામોદર રતનસી સોમાણી.**
તથા
**દુર્લભદાસ વિ. શ્યામજી ધ્રુવ.**

## પાત્રવર્ગ.

શંકર... ... ... ... ... ... ...ત્રિમુર્તિમાંનો એક દેવ.
પાર્વતી ... ... ... ... ... ... ...શંકરની અર્ધાંગના.
વીરભદ્ર, ભૃંગી, ભૂતપતિ ... ... ... ...શંકરના મુખ્ય ગણો.
ગોપીચંદ ... ... ... ... ... ... ગૌડબંગાલનો રાજા.
મૈનાવતી ... ... ... ... ... ... ગોપીચંદની માતા.
સુલક્ષણા, રસિકમાલતી, કુમુદા ... ...ગોપીચંદની પટરાણીઓ.
પ્રધાન ... ... ... ... ... ... ... ...ગોપીચંદનો.
ચંપાવતી ... ... ... ... ... ... ...ગોપીચંદની બેન.
કુંદનસેન ... ... ... ... ... ... ...ચંપાવતીનો પતિ.
કામકળા ... ... ... ... ... ... ...ત્રિયારાજ્યની રાણી.
શીતકળા... ... ... ...ત્રિયારાજ્યમાં મંત્રી પદે નિમેલી સાહેલી.
સારિકા ... ... ... ... ... ...કામકળાની મુખ્ય કંચની.
મચ્છેંદ્રનાથ ... ... ... ... ... ... ... એક યોગી.
ગોરક્ષનાથ, નીમનાથ ... ... ... ... મચ્છેંદ્રનાથના શિષ્ય.
જાલંદર... ... ... ... એક યોગી ગોપીચંદને ઉપદેશ કરનાર.
કાનીફ ... ... ... ... ... ... ...જાલંદરનો શિષ્ય.

સિવાય—દરબારીઓ, યોગીઓ, કલાવંતની, વિદુષક, બારોટ, પ્રતિહાર, માલણ, દાસ, દાસીઓ, નાટયકારો, નાગરિકો, હેર ઈત્યાદિ.

## ગર્ભાંકના પાત્રો.

ઈન્દ્ર ... ... ... ... ... ... ...અમરપુરીનો રાજા.
અગ્નિ, યમ, વરૂણ... ... ... ... ... ... ...દેવતાઓ.
ભરતમુનિ... ... ... ... ... ... ...સ્વર્ગનો નાટકેશ્વર.
તિલોત્તમા, ઉર્વશી, મેનકા, રંભા ... સ્વર્ગની મુખ્ય અપ્સરાઓ.
સુદર્શન ... ... ... ... ... ... ... ...એક ગંધર્વ.

સિવાય—સૂત્રધાર, અનુચર ઈત્યાદિ.

---

# गोपीचंद नाटक.

## અંક ૧ લો.

### પ્રવેશ ૧ લો. સ્થલ—કૈલાસ.

**શંકર, પાર્વતી, વીરભદ્ર, મચ્છેંદ્રનાથ, ભૂતપતી, ભૃંગી.**

( શંકર સમાધીસ્થ થયા છે. પાર્વતી કમલપત્રથી વાયુ ઢોળેછે. ભૂતપતી ભાંગ રગડેછે. )

પદ.

**वीरभद्र अने मच्छेंद्रनाथ**—( સામે ઉભીને.)

ત્રૈલોક્યનાથ દ્વયજોડી હાથ મલી ભક્તસાથ વારંવારં,
ગણી ક્ષણિક દેહ ધરી સ્નેહલેહ વંદે સદાય વિશ્વાધારં.
શિવનામ મ્હાન સત જ્ઞાનવાન કરૂણાનિધાન વિમલાકારં,
દેવાધિદેવ સ્વીકારસેવ હર તાપસર્વ તારનહારં.
ધરી ભસ્મ અંગ રહી જટા ગંગ નિત ગૌરી સંગ વસતા સારં,
નાગેંદ્રહાર નિજ કંઠસાર દીપે અપાર વિષના દ્વારં.
જય પ્રણતપાલ સુખદાદયાલ છે મોહજાલ કષ્ટાગારં,
તે કષ્ટ કાપ શુભ ભક્તિ આપ હર શંભુ શંભુ સુખદાધારં.

( પ્રાર્થના પુરી થયા પછી સરવે સ્વસ્થાને બેસેછે. શંકર સમાધીથી મુક્ત થાયછે.)

**भूतपती**—( ભાંગ તૈયાર થવાથી શંકર પ્રત્યે ) ભાંગ તો તૈયાર થઈ; પણ મહારાજ, આજે કેમ ભાંગ ઉપર કંઈ રૂચી નથી ? આપતો ધ્યાનસ્થ હોવાથી ભાંગને ભુલી ગયા હશો, પણ મારૂંચિત્ત તો સદાકાલ એમાંજ ભમ્યા કરેછે અને એટલો બધો આતુર થઈ રહ્યોછું, કે આપના આરોગતા વધેલી પ્રસાદી ક્યારે મને મલે, જે હું ઉમંગથી ભાંગનો અભંગ રંગ લઈ અંગમાં મસ્ત થઈ વિચિત્ર તુરંગ કરતો સોબતીઓના સંગમાં જઈ મળું.

**भृंगी**—(આવીને હસે છે) હા—હા—હા—હા—હા—માયિક શક્તિએ પણ પોતાનો દોર કયાં ક્યાં ચલાવ્યો છે ! (પાછો હસેછે.)

**पार्वती**—કેમ ભૃંગી ! આજ ભાંગ કંઈ વધારે લેવાઈ છે કે ?

**ભૃંગી**—હા મહાદેવી. ભાંગ કરતાં પણ વિશેષ મોહક, એવી જે માયા; તેનો સપાટો જોઈને ભાંગને તો હું વિસરી ગયો છું. (હસ્તાં હસ્તાં) આહા! શું નૃત્ય! અપ્સરાનું મધુર ગાયન! ઈન્દ્રાસનનું ડોલવું! ઈન્દ્રનું વ્યાકુળ થવું! એ સર્વે માયાથીજ તો!

**શંકર**—કેમ અડબંગ! ભ્રમિતની પેઠે આમ લવેછે શું?

**ભૃંગી**—ખરીવાત મહારાજ! માયામાં ભ્રમિત થનારને એજ શિક્ષા!

**શંકર**—શિક્ષા! કોણે તને શિક્ષાકરી?

**ભૃંગી**—મહારાજ, મને તે કોણ શિક્ષા કરનારછે.

**શંકર**—ત્યારે તું શિક્ષા, માયા, ગાયન, નૃત્ય, ઈન્દ્ર ઈત્યાદિ શબ્દો બોલી જાયછે તેનો મર્મ શુંછે?

**ભૃંગી**—મહારાજ, એતો એમ બન્યું, કે સુદર્શન નામે ગંધર્વ મારો મિત્ર મને મલવા આવ્યો હતો તેણે પ્રસંગોપાત વાત નીકળતાં કહ્યું કે, "તિલોત્તમા અપ્સરાને ભરત મુનિએ એક નવિન નૃત્યકલા શીખવી છે જે આજે ઈન્દ્રસભામાં થનાર છે" તે જોવાની મને ઉત્કંઠા થવાથી મારો ગંધર્વ મિત્ર મને ભ્રમર રૂપે અમરપુરીમાં તેડી ગયો. જ્યાં રંભા, મેનકા, ઉર્વશી વગેરે અપ્સરાઓમાં સર્વોપરી એવી જે તિલોત્તમા, તે મનવેધક ગાન તાનમાં ઈન્દ્ર સહ વર્ત્તમાન સર્વ સભાનું ધ્યાન પોતા તરફ ખેંચતી હતી, એ વેલા અણચિંતુ ઈન્દ્રાસન ડોલવા લાગ્યું, જેથી વ્યગ્ર થયલા ઈન્દ્રે સત્વર રંગરાગ બંધ કરાવી પોતાના અનુચરોને ઈન્દ્રાસન ડોલવાનું કારણ પુછ્યું.

**ભૂતપતી**—જોયું મહારાજ, મોટાને મોટી વ્યાધી. મારા જેવા રંગીચંગીને હોય શું ને જાયશું?

**શંકર**—(ભૃંગીને) વારૂ પછી શું થયું?

**ભૃંગી**—અનુચરે કહ્યુંકે, "નિમિષારણ્યમાં એક મહર્ષિએ તપ આદર્યુંછે" મહારાજ! એ સાંભલતાંજ ઈન્દ્રે તો કામ વસંતાદિને મેનકાસાથે રૂષિના તપમાં ભંગ કરવાને મોકલ્યા! મને તો એટલું બધું આશ્ચર્ય લાગ્યું, કે વૈરાગ્યવાન પુરૂષો માનવીના ગૃહસ્થાશ્રમને નીંદેછે પરંતુ તેના કરતાં સ્વર્ગમાં વસનારા દેવતાઓ વળી ક્યાં ઉતરે એવાછે! કેવો આલ્હાદજનક મહોત્સવ! અરે તે એક ક્ષણભરમાં કેવલ સંદેહ થવાથીજ વગર પ્રયોજને વીખેરી નાંખ્યો! (હાથ જોડીને) કૈલાસેશ્વર! આ માયાનો ચમત્કાર કંઈ અલ્પછે? કે જે માયાએ સુરપતિ એવા ઈન્દ્રને એક પલમાં પોતાના અકળ જોરથી ભમાવ્યો!

**पार्वती**—પ્રિયપતિ ! આજ ઘણી મુદત થયા ઇન્દ્ર રાજ્ય વૈભવ ભોગવેછે, તે છતાં તેની જીજ્ઞાસા તૃપ્ત થઈ નથી એ વિસ્મય થવા જોગછે. પ્રાણજીવન ! જો એમજ હોય તો હું મૃત્યુવર્ગના માનવીની વર્ત્તણુકને વધારે પસંદ કરૂંછું. કારણ— કેટલાક રાજાઓ ખરૂં જ્ઞાન પ્રગટ થવાથી મોક્ષાર્થે પોતાનાં સુંદર રાજ્ય વૈભવ તજીને નિર્જન વનમાં વાસ કરેછે.

**शंकर**—પ્રિયા, આ સંસારમાં પ્રસરેલી માયાની પ્રબલતા જુદાજ પ્રકારની છે. અનેક મ્હાનપુરૂષો એની મોહજાલથી ભાગ્યેજ બચી શકેછે. ઘણા કાળથી વૈરાગ્યમાં નિમગ્ન થયલા યોગિયો પણ પ્રસંગોપાત ચલાયમાન થયા વગર રહેતા નથી. ત્યારે દેવતાઓ તો વૈભવનેજ ઈચ્છનારા છે તેને સ્વભાવિક માયાની લાગણી થાય એમાં નવાઈ શી ?

**पार्वती**—માયાનું મૂળ તૃષ્ણાછે, વાસ્તે આશના પાશમાં બંધાયલાને તો એ પ્રમાણે આધીન થવુંજ જોઈએ; પરંતુ નિશ્ચયી અને વિકાર રહિત પુરૂષોને ભવપાર જતાં કશી હરકત આવતી નથી એમ મારૂં માનવુંછે.

**मच्छेंद्रनाथ**—સત્ય કહ્યું માતુશ્રી ! પ્રત્યેક મનુષ્ય પ્રાણીમાં એજ અવિવેકછે. નિસ્પૃહી જનો આ વિશ્વરૂપી સિંધુમાં ધૈર્યરૂપી નૌકામાં બેસી નિર્ભય થઇને સર્વત્ર ગમન કર્યાજ કરેછે. સંતની પદવીને જે પ્રાપ્ત થયા છે, તેતો સંસાર સુખને ચલિત માનીને વૈરાગ્યના અમુલ્ય આનંદમાંજ પોતાના દેહનું સાર્થક કરેછે.

**भृंगी**—ખરૂંછે મચ્છેંદ્રનાથ ! આપના મુખારવિંદમાંથી નીકલતાં નીતિ યુકત વાક્યો સુજ્ઞ જનોને ગ્રહણ કરવા યોગ્યછે.

**वीरभद्र**—સુજ્ઞજનો સાર લેવાને તત્પર થાય એમાં તો જાણે લેશમાત્ર આશ્ચર્ય નથી, પરંતુ જ્યારે અજ્ઞાની લોકો એ અમૃત તુલ્ય વાક્યોને સમજે ત્યારેજ લાભકારક ગણાય.

**भूतपती**—(સ્વગત) હવે એમાં તે શું સમજવાનું હતું ? માયિક વૈભવ તજીને વલી જંગલમાં તે કોણ ભટકે ?

**शंकर**—મચ્છેંદ્ર, તારૂં કહેવું સત્યછે. કેમકે વૈરાગ્ય પદ અભયછે. પરંતુ એ કાર્યમાં અથથી તે ઈતિ પર્યંત વિજય મેલવવાની આશા, સુત્ર તંતુથી હસ્તી બંધન પ્રમાણેની છે.

**मच्छेंद्रनाथ**—જો ઇચ્છાનુસાર પ્રયાસ હોયતો તેમાં નિર્વિઘ્ને પાર પડવું કંઈ દુર્લભ નથી.

**शंकर**—નહીં, નહીં. એ ભુલભરેલુંછે. જેમ ગુણકા અને સતીમાં ભેદછે, તેટલો અથવા તેથી પણ વધારે માયા અને વૈરાગ્યમાં ભેદછે. એ અલભ્ય માર્ગમાંથી તો કોઈ વિરલજ આરપાર જાયછે.

**मच्छेंद्रनाथ**—અન્યને માટે ગમે તેમ હો. પણ મેં તો એકજ નિશ્ચય કર્યોછે, કે હું માયાના ફંદમાં કદી ફસાવાનોજ નથી. મહા પ્રકાશિત સૂર્ય કદાપી પોતાનું સ્થાન બદલે, પરંતુ મચ્છેંદ્રનાથ તો માયાથી કદી પરાભવ પામનાર નથી.

**शंकर**—અભિમાનના અગણિત વચનો બોલવાનાં કરતાં તેમાંનું એક અંશ પણ કરી બતાવવું તે હજાર ગણું સારૂંછે.

**मच्छेंद्रनाथ**—માયાની સ્તુતિ સાંભલવી એ વિલાસીનું કામછે. માટે એ પ્રમાણે મિથ્યા સ્તુતિ સાંભલવા હું લગાર ખુશી નથી.

**भूतपती**—(સ્વગત) ત્યારે આટલી લાંબી ચરચા ચલાવવાનું તને કોણે કહ્યું હતું ? જે મારે લેહેર કરવાનો વખત વગર કારણે ગુમાવ્યો ? (પ્રસિદ્ધ) મહારાજ ! આપને માટે ભાંગનો ઘુંટો મેં ક્યારનો તૈયાર કરેલો છે. પરંતુ આપતો તે તરફ નજર પણ કરતા નથી !

**शंकर**—હાં તેં ભલી યાદ કરી. ચાલો. (જાયછે.)

---

## પ્રવેશ ૨ જો.

### સ્થલ—રાજમાર્ગ.

#### જાલંદર, મૈનાવતી, દાસી, વિદુષક.

(મૈનાવતી તથા દાસી વાત ચીત કરતી મેહેલના ઝરૂખામાં બેઠેલી દેખાય છે. જાલંદર કાષ્ટનો બોજો અધર લઈ ગાતો ગાતો પ્રવેશ કરેછે. તેની પાછલ વિદુષક માથે કાષ્ટનો બોજો લઈ ચેષ્ટા કરતો ધીમે ધીમે ચાલે છે.)

**जालंदर**— પદ.

જન્મ જાયછે મનુષ્યનો આ, તે નથી પાછો મળવાનો;
ફરી ફરીને માનવ દેહે, નથી તું ભવમાં ભળવાનો—ટેક.
જાણે છેજે બળી ગયા બહુ, કાળ ઝાળમાં બળવાનો;
પત્તો ન લાગ્યો લગાર તેનો, નથી તાપ એ ટળવાનો—જન્મ.
નહીં છોડશે મોત કદાપી, વખત નથી તે કળવાનો;
આવી અચાનક એક દીવસે, અરે એજ છે ગળવાનો—જન્મ.
કોઈ પ્રાણી નથી અચળ જણાતું, નિયમ નથી એ ચળવાનો;
સર્વ સંત કહે મુખથી વાણી, ભજને જન્મજ ફળવાનો—જન્મ.

**दासी**—( જાલંદર તરફ નજર પડવાથી મૈનાવતી પ્રત્યે. ) રાજ્યમાતા ! આ શો ચમત્કાર ! જુવોને પેલો કોઈ યોગી જેના મસ્તકપર કાષ્ટનો બોજો અધર રહ્યોછે !

**मैनावती**—ખરે ! આ બનાવ તો અલૌકિક છે ! વાહ ! એના મુખપર તપતેજ કેવું ઝલકાટ મારી રહ્યુંછે ! જણાયછે તો મહાત્મા. દાસી ! જા તો. નીચે જઈને તપાસ કરકે એ મહાપુરૂષ કોણછે ? અને ક્યાં બીરાજેછે ?

**दासी**—જેવી આજ્ઞા. ( નીચે ઉતરી વિદુષકપાસે જાયછે. )

**विदुषक**—( કાષ્ટનો બોજો પોતાને માથે અધર રાખવા જાયછે પણ વારંવાર પડી જવાથી ) અરે ! આ કાષ્ટનો બોજો ગુરૂની પેઠે મારા માથાપર અધર કેમ નથી રહેતો ? શું હું કંઈ ક્રિયામાં કમછું ? જેમ ગુરૂ મહારાજ જંગલમાં રહી મહીના સુધી વાયુ ભક્ષણ કરેછે, તેમ હું પણ શેહેરમાં રહી બબે મહીના સુધી લાડુ ભક્ષણ કરૂંછું. ગુરૂ મહારાજ અરણ્યમાં ઉષ્ણકાળે પંચધુણી તાપે છે, તો હું શીતકાળે ખરી ઠંડીમાં પ્રભાતે ત્રણત્રણ સગડીથી તાપુંછું. ગુરૂમહારાજ જેમ તીર્થાટન કરવાને ગામેગામ ભમે છે, તો હું પેટયાત્રા કરવાને ઘરોઘર ભમુંછું. ગુરૂમહારાજ જેવો કોઈ યોગી ન હશે ! તો મારા જેવો કોઈ ભોગી ન હશે ! તે છતાં આ બોજો અધર નથી રહેતો તેનું કારણ શું ?

**दासी**—( વિદુષકને બરાબર જોઈને સ્વગત ) અરે આ કોણ ! મારા પાડોશી ખોખલા પંડયાનો દીકરો નિશાનંદ લાગેછે. ( પ્રસિદ્ધ ) કેમ અલ્યા નિશાનંદ ! તું વળી સાધુ ક્યારથી બન્યો ?

**विदुषक**—પાડોશણ છતાં શું અજાણી થાયછે ? હું જનમ્યો ત્યારથીજ દીગંબર તોછું, અને માત્ર કપડાં તો લોક લજ્જાથી પેહેરૂંછું; તેમાં વળી જાલંદર જેવા ગુરૂ મળ્યા એટલે હવે ધોળાં વસ્ત્રને ગેરૂ લગાડયો !

**दासी**—( જાલંદર જે તરફ ગયા તે તરફ આંગલી કરીને. ) ત્યારે શું આ ચાલ્યા જાયછે, એજ તારા ગુરૂ જાલંદર કે ?

**विदुषक**—હા. પણ તેનું તારે શું કામ છે ? મારી પેહેલીવારની સ્ત્રી ગુજરી ગઈ અને હવે બીજી મળવાની આશા નથી માટે સાધુ થયો છું, પણ તું ધણી છતાં સંસાર છોડવા માગે છે કે શું ? જો એમજ હોય તો થા મારી ચેલકી ! એટલે તને પણ મારી જોડે સ્વર્ગ મળશે !

**दासी**—આવાં તુચ્છ વચન બોલતાં તને શરમ નથી આવતી ? હા. હું જાણું છું કે, તું જન્મથીજ મશ્કરો છું, પણ આ તારા ભગવાની શા માટે મશ્કરી કરાવે છે ? ( નરમાશથી ) વારૂ તારા ગુરૂનું આસન ક્યાંછે ?

**विदुषक**—હાં હાં હું સમજ્યો. નગરમાં બોધ લેવાને તું લજવાતી હશે. કુલિનની પુત્રી ખરીને! એટલે તારે એકાંતેજ બેસવાની જરૂર છે. જો સાંભલ ( બાણ ચડાવતી વખત ) એ-ને સાતવાર ગરજ હોય તો સીધી ચાલી આવજે પેલા નીલવનમાં ( નજર કરીને ) ઓહો! ગુરૂ મહારાજ તો બહુ છેટે નીકળી ગયા, ચાલ હું પણ તેની પાછલ દોડી જાઉં. ( જાયછે. )

**दासी**—( મૈનાવતીની પાસે આવીને ) માતુશ્રી! એવું સંભલાય છે કે, એ જોગીનું નામ જાલંદર છે, અને તેનો આશ્રમ નીલવનમાં છે.

**मैनावती**—એમકે. ત્યારે તો બહુ દુર નથી. જો દાસી! આવતી કાલે પ્રભાતમાંજ અગત્યની સર્વ સામગ્રી લઈ આપણે ત્યાં જઈશું. તું જાણે છે, કે એવા સત્પુરૂષના મુખથી ઉપદેશ લેવો એ અધિકારીનું કર્ત્તવ્યછે. આજ ઘણા દીવસની મારી વાંચ્છના છે, તે શુભ વાંચ્છા પરીપૂર્ણ કરવાનો પ્રસંગ પણ રૂડો મલ્યો છે.

**दासी**—આપણું રાજ્ય પણ કંઈ જેવું તેવું નથી, જુવોને, સમયાનુસાર કેવા કેવા મહાત્મા પધારી આપણા નગરના વિશાળ પ્રદેશને દીપાવે છે!

**मैनावती**—ખરૂંછે, અને એટલાજ માટે આપણે હાથ લાગેલી સુંદર તકનો લાભ લેવો જોઈએ; માટે ચાલ મારી સાથે કેટલાક તરતવેલા ન મલે એવા પદાર્થની ગોઠવણ તો હમણાથીજ કરવા માંડીએ.

( જાયછે. )

# પ્રવેશ ૩ જો.

## સ્થલ-જંગલમાં મચ્છેંદ્રનાથના આશ્રમ પાસેનો ભાગ.

### કાનીફ અને મચ્છેંદ્રનાથ.

**कानीफ**—( ગાતો ગાતો પ્રવેશ કરેછે. )

**તોટક.**

ભવસાગર છે ભયરૂપ અતી, પરમેશ વિના નવ કોય પતી;
નથી સીદ્ધિ લગાર થતી ધનથી, ક્ષણભંગુર દેહ ગણો મનથી.
ઘડી એક વિષે સુખ પ્રાપ્ત થશે, પળમાં વળી તે લય પામી જશે;
તજી રાગ અસત્ય, વિવેકી ઠરો, અભિમાન તજી જગ મધ્ય ફરો.
ઘટમાંથી તમામ વિકાર હરો, સતરૂપ બની સતમાં વિચરો;
પર કામિનિને તૃણ માત્ર ભણો, લલુતા દુનિયા તણી સઘ હણો.

( મચ્છેંદ્રનાથના આશ્રમ ભણી દષ્ટિ પડવાથી. )

આહા ! સુંદર વૃક્ષોની ઘટા કેવી ઝુકી રહીછે ! નાના પ્રકારના પક્ષીઓ મધુર સ્વરથી કલ્લોલ કરી રહ્યા છે ! આશ્રમની ચારે બાજુ રોપાઓપરના પુષ્પો કેવા ખીલી નીકલ્યા છે ! ( પાસે જઈને ) વાહ ! શીતલતાનું સુખ આપવાને સુગંધીમય પવન પણ પોતાની મંદમંદ ગતિ ચલાવ્યોજ જાય છે ! ( પર્ણકુટીમાં મચ્છેંદ્રનાથ માલા ફેરવેછે તેને જોઈને સ્વગત ) ઓહો ! આતો મચ્છેંદ્રનાથ આપોઆપ બીરાજમાન થયા છે. ( પ્રસિદ્ધ ) ગુરૂ મહારાજ આદેશ.

**मच्छेंद्रनाथ**—( આશ્ચર્ય પામી ) કોણ કાનીફ! અરે વલી તું આ અરણ્યમાં ક્યાંથી ? ( આંગલીથી બતાવીને ) બેસ, બેસ પેલા આસન ઉપર.

**कानीफ**—( બેસીને ) માયાએ પ્રાણીમાત્રને પોતાને આધીન કેમ કર્યા હશે, એના તુરંગમાં રોકાયલું મારૂં મન, મને અકસ્માત રીતે આ જંગલમાં લઈ આવ્યું. પણ એટલું સારૂં થયું કે આપનાં દર્શન થયાં.

**मच्छेंद्रनाथ**—માંયા પ્રબલછે, પરંતુ જીતેન્દ્રિય પુરૂષોને બાધ કરી શકતી નથી.

**कानीफ**—મહારાજ એ બધું જંગલમાં મંગલ !

**मच्छेंद्रनाथ**—શું આપણે નગરમાં ભીક્ષા માગવા નથી જતા ?

**कानीफ**—એ વાત જુદી છે.

**मच्छेंद्रनाथ**—ત્યારે ખરા યોગીની પરીક્ષા શી રીતે થતી હશે ? શું ત્યાં મોહનાં સાધનો ઓછાં છે ?

**कानीफ**—ખરા યોગીની પરીક્ષા કામરૂ દેશમાં થાયછે, ત્યાંથી જે જીત મેલવીને આવેછે, તેજ પુજવા લાયક છે.

**मच्छेंद्रनाथ**—શું ત્યારે બીજા યોગીજ નહીં !

**कानीफ**—વેષ યોગીનો પણ ગુણમાં દાંભિક.

**मच्छेंद्रनाथ**—હું કામરૂ દેશમાં જવાને તૈયાર છું. વ્યર્થ પ્રશંસા શામાટે કરેછે ? શું મને તું યોગમાં અપૂર્ણ માનેછે ?

**कीनीफ**—મહારાજ શાન્ત થાઓ. જો આપ કામરૂ દેશમાં જીત મેલવીને પાછા આવો, તો હું પ્રતિજ્ઞાપૂર્વક આપનો શિષ્ય થવાને બંધાઉં છું.

**मच्छेंद्रनाथ**—( આનંદ પામી ) આપ વચન. હું તેમ કરવાને તત્પર છું.

**कानीफ**—આ મારૂં વચન ( વચન આપેછે. )

**मच्छेंद्रनाथ**—વાહ ! એમાં તે શું મોટું કાર્ય છે. મારા જેવા સ્થીર મનના યોગીને કામરૂ દેશ શું કરનાર છે. કાનીફ તારે ક્યાં જવું છે ?

**कानीफ**—હું તો પાસેના વનમાં જવાનો છું, તો પણ ચાલો; થોડેક

સુધી મારો પણ રસ્તો એજ છે. ( સ્વગત ) યુક્તિ તો ઠીક પાર પડી ! હવે યોગીને બદલે ભોગી થશે ખરા ! ( જાયછે. )

## પ્રવેશ ૪ થો.

### સ્થલ—નીલવન.

### જાલંદર, વિદુષક, મૈનાવતી અને દાસી.

( જાલંદર ધ્યાનસ્થ દેખાય છે. વિદુષક કંદમુળ વગેરે ખાતો બેઠોછે. )

**विदुषक**—મારા શા ભોગ લાગ્યા કે ભુખે મરવા ભગવા પેહેર્યા ! કોઇ પણ જાતનો ઉદ્યમ કરવામાં આલસ થવાથી, વગર મેહનતે પેટ ભરવા—અને પારકે પૈસે મોજ કરવા—સાધુ થયા; તોપણ નશીબ તો સાડા ત્રણ ડગલાં આગલનું આગલ. થોડા દીવસ લોકોએ નવો સાધુ જાણી ચપટી ચપટી આપ્યું પણ બંદાને તો પછી હરામનું ખાવાનો ચસરકો લાગેલો; એટલે રોજને રોજ આપનારને ત્યાં જવા માંડયું ! સાંજ સવાર ॥**गुरुदत्तात्रय**॥ કરતો ચોકમાં ઉભેલો જોઇ દેનારાએ પણ આંખ આડા કાન કર્યા, અને છોકરાઓને શીખવી રાખેલું, જેથી તે વળી પછવાડે ઉશ્કેરીને કુતરા ભસાવવા લાગ્યા ! આપણે તો ત્યાંથી જીવ લઈને નાસવું ભારી પડયું, એટલે હવે ગામમાં ન જતાં આ ઉજડ વગડામાં બેઠા છીએ અને બકરાં મેંઢાં જેવાં ગરીબ પ્રાણીના ખોરાકમાં ભાગ પડાવવાનો ધંધો કરીએ છીએ. ઓછામાં પુરૂં જો વળી મોડું જવાયું, તો તે મળવાના પણ સાંસા. અને કદી વેહેલો જઈને લાવ્યો તો ગુરૂ મહારાજ જીવ તાળવે ચડાવીને બેઠા હોય ! થોડા દીવસ તો શરમે ભરમે ગુરૂનો જીવ નાભીએ આવતો ત્યારે ખાતો, પણ પછી વધુ વખત તો એ દુઃખ સેહેવાયું નહીં એટલે હવે તો ગુરૂ જાગે વા ન જાગે પણ મારે તો પેટને ભાડું ઝટ આપવું. જો ન આપું તો દુકાલ પેટમાં પ્રવેશ કરી અનેક જંતુઓનો નાશકરે. ( સભા તરફ જોઇને ) કેમ ધર્મનો મુળપાયો જે દયા તેમાં જો બાધ આવતો હોય તો અટકાવ ન કરવો ? ત્યારે સાધુશાના.

( હાથમાં થાળ લેઈને દાસી તથા મૈનાવતી પ્રવેશ કરેછે—તેને જોઈને વિદુષક ખાવાનું બંધ કરી બાજુએ ખશી જાયછે )

**मैनावती**—( જાલંદરને સમાધીસ્થ જોઈ ) આહાઃ કેવા કાયાને માયાથી મુક્ત રાખી ઇશ્વરોપાસનામાં તદલીન થયાછે ! અરે સાચું પણ એજછે. કારણ :—

## શાર્દૂલવિક્રીડિત.

સંગે કોય ન આવશે કદિ ભલે, કોટી ઉપાયો કરે.
સારાં કાર્ય કર્યાથિ જે યશમલે, સાથેજ તે સંચરે;
આ સંસાર વિનાશવંત ગણવો, સાચું જરા ના મળે;
સાચી એકજ સેવના હરિતણી, સૌ કષ્ટ જેથી ટળે.

**जालंदर**—( સ્વર સાંભલીને જાગૃત થાયછે અને મૈનાવતી તરફ જોયછે. )

**मैनावती**—( ચરણમાં પડીને ) અભિવંદન કરૂંછું યોગેશ્વર !

**जालंदर**—કલ્યાણ પુત્રી. તું કોણ ?

**मैनावती**—કૃપાનીધિ ! હું આ નગરના રાજા ગોપીચંદની માતા—

**जालंदर**—કોણ ? મૈનાવતી !

**मैनावती**—હા, મહારાજ આપના ચરણ કમલની રજ મૈનાવતી-તે હુંજ.

**जालंदर**—પુત્રી ! તું રાજ્યમાતા છતાં આવા ઉજડવનમાં યોગીના આશ્રમે આવવાનું પ્રયોજન શું ?

**मैनावती**—આપ જેવા ઈશ્વરોપમ સાધુના દર્શન માટે. ( વિધિપૂર્વકપૂજા કરેછે.)

**विदूषक**—( મૈનાવતીની દાસીને ) કેમ અલી ગુલાબ ? તમારાં બાઈસાહેબે તો અમારા સાંઈ સાહેબના ચરણમાં પડી દર્શન કીધાં, પણ તું કેમ તેની દાસી છતાં તેના ચેલાના દરશણકરી ચરણમાં પડતી નથી ?

**दासी**—વાત તો સાચી- એક સાધુએ ભજનમાં કહ્યુંછે કે—

" જોગી હોકર ફીરે જંગલમેં, અંગ લગાવે ભભુતા "
" દમડી ખાતર દેહ જલાવે, ઓ જોગી નહીં જગધુતા "

એવો જે તું, તેના ચરણમાં પડવાથી યમદુત આવી સ્વર્ગે તો તરતજ લઈ જાય.

**जालंदर**—માયિક પ્રપંચમાં સુખ માનનારને યોગીના દર્શનની અપેક્ષાથી શું લાભ ?

**मैनावती**—માયિક વૈભવનો અભાવ—જે બીજાથી થાય નહીં. માટે અહો દયાસાગર દયાકરો. આપ જેવા મહાત્માના મુખથી મળેલું ઉપદેશ રૂપી અમૃત આશપાશનો નાશ કરવા સમર્થછે.

**जालंदर**—શું ? તારી ઇચ્છા ઉપદેશ ગ્રહણ કરવાનીછે ?

**मैनावती**—હા મહારાજ. ( દીનવદને કરજોડી ચરણમાં નમેછે. )

**जालंदर**—પુત્રી ! પાળવો બહુ વિકટછે. અહરનિશ રાજ્યવૈભવથી આનંદ પામનાર શમદમાદિ નિયમ પાળી યોગરૂપી અભેદ વનમાં સંચરે શીરીતે ?

**મૈનાવતી**—આપની કૃપા દૃષ્ટિની વૃષ્ટિયે.

**जालंदर**— ઈન્દ્રવિજય.

વેદ ભણ્યો પણ ભેદ લહ્યો નહીં, તો પછી વેદ ભણ્યોજ અમસ્થો;
રામતણું મુખનામ ભણે પણ કામ કરે તજીને સત રસ્તો;
દેવલમાં જઈ જોડી રહે પ્રતિમાની સમીપ ઉભી દૃય હસ્તો;
નીતિ અને ખરી ભક્તિ વિના લવ, મારગ એ નહીં તું ગણ સસ્તો.

**મૈનાવતી**—સત્ય કહ્યું દાંભિકો એવાજ હોયછે. પરંતુ—

ભાગ્ય ભલાં જનના જવ હોય, મળે તવ સંત મહા સુખકારી;
છેજ અલૌકિક સંત તણું સુખ, સંતવિના નહીં કો દુખહારી;
સંગ કરે જન ઉત્તમનો સમજે તવ ઉત્તમતા ઉરસારી;
સજ્જનસંગ અનુપમ રત્ન કરે મનરંજન તે નિજધારી.

**जालंदर**—વાહ મૈનાવતી! તારૂં જ્ઞાન અને દૃઢતા મારા ચિત્તને વધારે પ્રસન્નતામાં ઉતારેછે.

**મૈનાવતી**—(બે હાથ જોડી) મહારાજ, દુર્ઘટ એવી વિશ્વની જાળમાંથી મુક્ત થવાને મેં આપનું શરણ ગ્રહણ કર્યુંછે. અને આશા છે કે, આપ મારી જીજ્ઞાસા તૃપ્ત કરશો. (ચરણમાં મસ્તક ધરેછે.)

**जालंदर**—(માથે હાથ ફેરવીને સ્નેહયુક્ત વાણીથી) નિશ્ચીંત રહે. જો સાંભલ. તારો અપૂર્વ પ્રેમ જોઈને હું તને ગુરૂમંત્ર આપુછું. (કાનમાં કહેછે.) પણ યાદ રાખજે કે કોઈ દીવસ ક્રિયામાં ખામી ન આવે.

**મૈનાવતી**—આપના અનિર્વાચ્ય પ્રતાપથી સર્વ સારૂંજ થશે.

**जालंदर**—જા હવે બહુ વાર થઈ, નિત્ય નહીં આવતી, કેમકે એ પ્રમાણે આવવાના કરતાં પ્રસંગે આવવું વધારે ઉત્તમ છે.

**મૈનાવતી**—બહુ સારૂં મહારાજ. (નમેછે.)

**जालंदर**—કલ્યાણ. (જાયછે)

---

# પ્રવેશ ૫ મો.

## સ્થલ—કામરૂદેશમાં કામકલાના બાગપાસેનો રસ્તો.

### કુંદનસેન અને સારિકા.

**कुंदनसेन**—(અશ્વપર બેઠેલો પ્રવેશ કરીને) અરે હું ક્યાં જવાનો હતો અને ક્યાં આવી ચડયો! કામ્યકી નદીનું ઉલ્લંઘન કરી હું જે કિનારે આવવા

ખુશી નહોતો, તેજ કિનારે અશ્વના અત્યુગ્ર વેગથી મારે આવવાની જરૂર પડી. કામ્યકી ઉતરવા પછી તરતજ કામરૂ દેશની સરહદ આવેછે એમ હું ખચીત માનું છું, અને જો તે ખરૂંજ હોય તો મારે અહીં વધારે વખત રહેવું યોગ્ય નથી, વાસ્તે સત્વર અશ્વને પાછો ફેરવી પેલે પારજાઊં. ( અશ્વ પાછો ફેરવેછે, એટલામાં સારિકા અંતરીક્ષ આવી ગાયછે. કુંદન તે આશ્ચર્યતાથી સાંભળેછે.)

**सारिका**— ગજલ.

અજબ સનમકી અદાયે દેખી—( એરાગ )
અનુપમ તારૂં રૂપ વિલોકી, મોહિત ચિત્તવૃત્તિ બનીછે મારી;
થશે ન શાન્તિ અન્ય ઉપાયે, શાન્તિરૂપ એક છબીજ તારી-ટેક
કલા ચંદ્રની વદને હરી છે, કામ મુરતી તુજ પ્રભુએ કરીછે;
જેમાં દક્ષતા ખરેખરીછે, વર્ણવતાં મતિ જાયજ હારી—અનુપમ.
ભાગ્યોદયથી મળ્યો મને તું, નિમિષ માત્ર ન ન્યારો કરૂંહું;
તન મન ધન તુજને અરપું છું, સ્વીકાર તે મમ પ્રેમ વિચારી—
અનુપમ.

( પાસે જઈ કુંદનને સ્નેહ દૃષ્ટિયી નિહાળે છે. )

**कुंदनसेन**—( તેને જોઈ એકદમ ચમકીને અશ્વ ઉપરથી નીચે ઉતરી ) મરજી પ્રમાણે આકાશમાં ગમન કરનાર, સ્વેચ્છાએ વર્ત્તનાર અને સર્વદા ઇચ્છિત પુરૂષોમાં આશકતી રાખનાર એવી ઓ માહા રૂપવતી! તું કોણ છે? અને મારી પાસે આવવાનું કારણ શું?

**सारिका**—પ્રીય રાજકુમાર! હું ત્રિયા રાજ્યમાતા કામકલાની સારિકા નામે કંચની છું, અને તારી પાસે આવવાનું કારણ પ્રથમથીજ પ્રકાશિત થયું છે, એટલે કહેવાની કશી જરૂર નથી.

**कुंदनसेन**—પણ તે શું?

**सारिका**—માત્ર તારા ગુણકથનનું મારા મુખથી ગવાયલું ગાયન.

**कुंदनसेन**—વાહ! નિરાધાર મનુષ્યોને મોહપાશથી બંધન કરવાને યુક્તિઓ રચવામાં તો તું પ્રવીણ જણાયછે.

**सारिका**—ઓ સુંદર તનના માનવી! આ વેળા જ્ઞાનની વિશેષતા દેખાડવી એ તારી યોગ્યતાને છાજતું નથી. કારણ—તારા ભવિષ્યની કલ્પના કરવાને આ બલિષ્ટ ભુમિની ક્રિયાજ માત્ર બસછે.

**कुंदनसेन**—ત્યારે શું તારા મંત્ર બળે મને વિયોગ રૂપી તિવ્રાગ્નિમાં બલાત્કારે ઝોંકાવવાનો તું વિચાર રાખેછે?

**सारिका**—ના મારો વિચાર એથી ઉલટોજછે.

**कुंदनसेन**—આ દુનિયામાં કોઈ એવું દુઃખ નથી, કેજે વિયોગ દુઃખથી વધારે કહી શકાય.

**सारिका**—જેમ "વિયોગ" શબ્દ ખેદયુક્ત છે, તેમ "સંયોગ" શબ્દ આનંદયુક્ત છે. એ આનંદિત શબ્દનોજ અનુભવ કરાવવા તારી સમક્ષ હું હાજર થઇછું તે છતાં તું કનિષ્ટ તર્કો શામાટે બાંધેછે?

**कुंदनसेन**—સંયોગ? કોની સાથે?

**सारिका**—મારી સાથે.

**कुंदनसेन**—ત્યારે તો મેં બોલવામાં ભુલ કરી.

**सारिका**—કેમ હવે તો ઉલ્લાસ થયો?

**कुंदनसेन**—ઉલ્લાસ નહીં પણ ઉદાસ તો ખરો.

**सारिका**—વળી વિચાર પલટાયો કેમ?

**कुंदनसेन**—વિચાર કંઈ પલટાયો નથી! એકવાર મેં તને કહ્યું, કે વિયોગ દુઃખથી અધીક દુઃખ સંસારમાં બીજું કંઈ નથી. પણ મારી એ ભુલ હવે સુધરી. હું તો એનાં કરતાં પણ વધુ દુઃખ તારા સંયોગને માનુંછું.

**सारिका**— જે વૈભવને માટે સ્વર્ગમાં વસનારા અમરો નિરંતર શ્રમ કર્યા કરેછે, તે વૈભવ તારા સદ્ભાગ્યે તને સેહેલાઈથી પ્રાપ્ત થાયછે, છતાં તારૂં મન સંકલ્પ વિકલ્પ કરેછે એ મોટું આશ્ચર્યછે.

**कुंदनसेन**—તું ગમેતેવી અતિશયોક્તિ વાપરીને તારા મેલાપને વખાણે, પણ મારો તો એકજ નિશ્ચયછે.

**सारिका**—તે નિશ્ચય કયો?

**कुंदनसेन**—સ્વદેશમાં જવાનો.

**सारिका**—સ્વદેશ તું કોને માનેછે?

**कुंदनसेन**—મારી નગરીને.

**सारिका**—કઈ તારી નગરી?

**कुंदनसेन**—કુંદનસેને પોતાના નામથી વસાવેલી કુંદનપુરી.

**सारिका**—કુંદનસેન કોણછે?

**कुंदनसेन**—તારી સામે વાત કરેછે તે.

**सारिका**—( મનમાં ) વાહ! છે તો કોઈ ભાગ્યશાળી, ( પ્રસિદ્ધ ) પ્રવાસી! સમયાનુસાર ચાલવું એ સમજુનું ખાસ લક્ષણછે, માટે એ બધું છોડી દઈને એકવાર મારા કહેવાને માન્ય કર.

**कुंदनसेन**—( જરાક્રોધથી ) ઓ સ્વછંદી સ્ત્રી ! મને તારી મુખમુદ્રા ના બતાવ. આ અનિશ્ચિત સંસારના ક્ષણિક વિલાસની ઇચ્છાએ નિર્દોષ પુરૂષોને દોષિત કરવા એના જેવું અધમ કાર્ય બીજું કંઇ નથી.

**सारिका**—ત્યારે તું મારા પરાક્રમથી કેવલ અજાણછે.

**कुंदनसेन**—ગમે તેવી તું પરાક્રમશાલી હોય તેની હું પરવા કરતો નથી.

**सारिका**—એમછે ? મારા નમ્ર વચનની તારા મનમાં લાગણી ન થઈ ? તો ખાતરી થવા માટે જો પ્રથમ તારા અશ્વનીજ ગતી કેવી થાયછે તે. ( મંત્રભાણી પીઠપર હાથ ફેરવેછે એટલે અશ્વ આકાશમાર્ગે ખેંચાઇ જાયછે )

**कुंदनसेन**—તારી જાતજ એવીછે, એટલે તેમાં નવાઈ પામવાનું કશું કારણ મને મલનાર નથી. પાંજરામાં પુરેલા વિક્રાળ સિંહની દુરથી એક નીર્બલ જનાવર ચેષ્ટા કરે તેને લીધે શું સિંહનું માન ઘટવાનું હતું ? આ વખતે કદી તું તારી ચાહના પ્રમાણે કરી શકી—પરંતુ ધર્માસન આગલતો સર્વનો હક સરખોજછે. જ્યારે મારો દેવતાઈ અશ્વ ગયો ત્યારે હવે મારે એકલાને આ ભયાનક જગામાં વધારે વખત વસવું શા કામનું ? ( ચાલવા માંડેછે )

**सारिका**—સબુર રે માનવી ! ક્યાં જાયછે ? એકવેલા જે કામ્યકીને આ પાર આવી કામરૂદેશની સ્ત્રીને નજરે પડયો, તે સ્વર્ગવાસી દેવ કાં ન હોય ? તે પણ અમારા મંત્રબળથી છુટી શકે નહી તો તું માનવી શી ગણતીમાં ! ( કુંદન કંઈ ન ગણકારતાં ચાલ્યો જાયછે ) કેમ મારૂં નથી સાંભલતો ! ચાખ ત્યારે સ્વાદ. ( કંઈ મંત્ર ભણવાથી અંતરીક્ષથી જલધારા પડેછે, તે લઈ, મંત્રીને તેનાપર નાંખેછે એટલે કુંદન પોપટ બની જાયછે તો પણ આગલ ચાલ્યો જાયછે ) રૂપાંતર થયું તોપણ તેના મનનો વગ નરમ પડયો નહી, માટે હવે મોહની મંત્રનોજ ઉપયોગ કરૂં. ( હાથમાં જે પુષ્પ હતું, તે મંત્રીને પોપટ ભણી ફેંકી—હાથ લાંબો રાખેછે. પુષ્પ પોપટને લાગ્યું એટલે મંત્રના જોરથી ખેંચાઈ પાછો વળી સારિકાના હાથપર બેસેછે. તને હર્ષિત થઈ.) કેમ પ્યારા કુંદન ! તમે જ્યારે કુંદનનાજ રૂપમાં હતા ત્યારે મારા જેવું રત્ન તેમાં જડવાને યોગ્ય ધારતા નહોતા, પરંતુ હવે જ્યારે તમે શુકના રૂપમાં આવ્યાછો, ત્યારે તો સ્ત્રી તરીકે મને સારિકાનેજ પસંદ કરશો.

( ધીમે ધીમે ચાલી જાયછે. )

---

## પ્રવેશ ૬ ઠો.

### સ્થલ—ગોપીચંદની રાજ્યસભા.

**ગોપીચંદ, પ્રધાન, બારોટ, કલાવંતની, દરબારીઓ અને હેર.**

( દરબારીઓ પોતપોતાને આસને બેઠાછે, એટલામાં ગોપીચંદ પધારેછે. )

**प्रतीहार**—અખંડપ્રૌઢપ્રતાપ ગૌડબંગાલાધિપતી ગોપીચંદ મહારાજને ઘણી—ખમા:

( સભાસદો ઉભા થઇ નમેછે રાજા આસને બેસવાથી સહુકોઇ પાછા પોતપોતાના આસને બેસેછે. )

**बारोट**— ( કવિત મનહર. )

નિહાળી મત્ત ગયંદ, છુપે જેમ પશુવૃંદ;
ત્યમ જોતાં ગોપીચંદ શત્રુઓ છુપાયછે;
સુખકંદ રૈયતને, દીનને આનંદકારી;
અખંડ કિરતી જેની વિશ્વમાં ગવાયછે;
ધન્ય ધન્ય રાજ્યપદ, મોહમયી અનહદ;
પ્રતાપ પ્રૌઢ હમેશાં, વિશેષ વખણાયછે;
તિમિરને ટાળનાર, ગગનમંડળે ચંદ;
ત્યમ ગોપીચંદ 'ચંદ' અવનિનો ગણાયછે.

**एक दरबारी**—વાહવા! બારોટ! મહારાજાને ઉપમા તો જેવી ઘટે તેવીજ આપી.

**बारोट**—એમાં શી નવાઈ! રાજા ગોપીચંદ એ ઉપમાને યોગ્યજ છે. કારણ—

**સવૈયો.**

સાર અસારનું માપ કરી નિત, હામ ધરી 'નય' સાર ગ્રહેછે;
જ્ઞાન સુધા તણું પાન કરે નિત, વાણી વિનોદ પ્રવાહ વહેછે;
દીન અને ધનવાન તણું સનમાન સમાન પ્રકાર ચહેછે;
કેશવ રંજન થાય નિરંતર કાર્ય વિલોકી કૃપાળ રહેછે.

**गोपीचंद**—મંત્રી! આ બારોટને આપણા તરફથી એક ગામ આપજો. ગુણીજનોને આશ્રય આપવો એ રાજાનો મુખ્ય ધર્મજછે.

**प्रधान**—મને પોતાને એમનો અનુભવ લાંબા વખતનો છે, બહુ શાણા અને સંતોષી છે. ઘણું કરીને રાજાઓએ તો એવા બંદીજનોને સ્હાય થવુંજ ઘટેછે.

**बारोट**—(રાજી થઇને) મહારાજ! રાજાની ખરી ખુબી છે, તે તો આપમાંજ ઝળકી રહીછે. ધન્ય છે આપની વાસ્તવિક ઉદારતાને કેમકે—

સાગરપાસ સુરત્ન રહ્યાં પણ, સાચવતો સરવે પરકાજે;
પંડિત સ્વાર્થ સિવાય કરે શુભ, ભાષણ નિત્ય વિશાળ સમાજે;
મેઘ પરાર્થ કરે જગ શાન્તિ, ખરેખર રૂત ક્રમેજ નિવાજે;
રાજની રીત અને સમપ્રીત સુનીત સુજાણ સમીપ બિરાજે.

**प्रतीहार**—(આવીને) મ્હારાજ, આપણા નગરની કલાવંતની આપના જન્મદીવસની ખુશાલીમાં ગાયન તથા નૃત્યથી આપનું મનરંજન કરવા સભામાં આવવાની માગણી કરેછે.

**गोपीचंद**—ઠીકછે તેને આવવા દે.

**प्रतीहार**—જેવી આજ્ઞા.

**कलावंतनी**—(આવીને નમેછે.)

**बारोट**—રૂપસુંદરી! તું પણ ઠીક સમયપર રંગમાં રંગ જમાવવા આવી. માટે હાલમાં તો વસંત રૂતુને અનુકુલ એવો જે શૃંગાર તેજ તારા સુંદર સ્વરથી વર્ણવ.

**कलावंतनी**—બહુ સારૂં.

રાગ—હોરી.

મોહનની માયામાં મોહની, છે બલવંત અનંત—ટેક
નરનારીની જોડ બનાવી, જ્યાં સ્નેહ ઝર્ણું ઝરંત;
એ જબરૂં ઝરણું ઝીલતાં તો, લક્ષ ખશ્યા ને ખસંત—મોહનની.
પૈષ્ટિક ભોજન અનુકુળ વાયુ, જન વૈભવથી હસંત;
કામવિકાર પછી બહુ થાતાં, લોક અપાર ફસંત—મોહનની.
એવી મોહની આ અબલાને, સતાવવાને ધસંત;
જીતી જનાર નથી કોઈ જગમાં, અદ્ભુત કળ ફળવંત—મોહનની.
પારધી જોરથી મોહરૂપી બહુ, મારવા તીરકસંત;
મેળવી કંથ પ્રાણેશ બચાવો, જોડ જેથી વિલસંત—મોહનની.

**गोपीचंद**—(બારોટને) સ્થીર મનને ચલિત કરનાર એવા શૃંગારિક ગાયનો તે શું રાજ્યસત્તા ચલાવનારને સાંભલવા ઉચિતછે?

**बारोट**—ત્યારે આપ શું અનુચિત ધારોછો?

**गोपीचंद**—હા. મારી ધારણા તો કંઈ એવીજછે.

**बारोट**—સર્વદા રાજખટપટમાં ઘેરાયલા મનને વિશ્રાંતિ આપવા માટે પરમ ધાર્મિક અને નીતિમાન રાજાઓમાં પણ એ ચાલતી આવેલી રૂઢી છે. એથી કરી કંઈ વિચારવાનને વિકાર થતો નથી.

**गोपीचंद**—કાળે કરીને થયા વગર રહે નહીં. (હેર આવીને ગોપીચંદના કાનમાં કંઈ કહેછે.)

(ખેદયુક્ત) પ્રધાનજી! આ કલાવંતનીને તુષ્ટીદાન આપી રવાને કરી સભા વિસર્જન કરો.

**प्रधान**—જેવી આજ્ઞા. પ્રતીહાર! મ્હારાજની આજ્ઞાપ્રમાણે કર.

**प्रतीहार**—(મોટેથી) કચેરી બરખાસ્ત.

(પ્રધાન વિના સર્વે જાયછે)

**गोपीचंद**—(નિશ્વાસ નાંખી) આહા: અંતે વાત ખરી ઠરી. (સકોપ) આ દુનિયામાં ધર્મને બ્હાને શીશી ઠગાઈ ચાલેછે–પ્રધાન–

**प्रधान**—(પાસે આવીને) આજ્ઞા મહારાજ.

**गोपीचंद**—આપણે ધારેલો ઉપાય લેવોજ જોશે. માટે ચાલો, કહું હું સરવે.

(જાયછે.)

---

# પ્રવેશ ૭ મો.

## સ્થલ—કામકલાનો બાગ.

**મચ્છેંદ્રનાથ, માલણ, કામકલા, શીતકલા અને દાસી.**

**मच्छेंद्रनाथ**—( બાગમાં પ્રવેશ કરીને ) કામ્યકી નદી ઉતરવા પછી જે પ્રદેશ આવેછે, તે કામરૂ દેશછે, એવું હું સ્વપ્નમાં પણ નહોતો જાણતો. જો પેલો પ્રવાસી ના મલ્યો હોત, તો હું શંકામાંને શંકામાં વળી કોણ જાણે ક્યાંય ચાલ્યો જાત. બસ, હવેતો આજ કામરૂ દેશની સરહદ છે એમ મને ખાતરી થાયછે. કેમકે–આ દેશ વિષે જે જે વાતો ચાલેછે તે તો માત્ર આસપાસના કુદરતી દેખાવોથીજ સાચી ઠરેછે. (જરા વિચાર કરીને) આહા: મેં પણ જબરો તડાકો માર્યોછે, આટલો મોટો પંથ––તેતો મેં ખાન પાનનું ભાન રાખ્યા વગર થોડી મુદતમાંજ કાપી નાંખ્યો. ખરૂંછેકે ધારેલું કામ પાર પાડવાને ઉશ્કેરણીની જરૂરછે, જો કોઈ ઉશ્કેરનાર હોય, તો અપૂર્ણ ઉત્સાહ પૂર્ણ કરવાને ઉત્તેજન મળેછે. (ચોતરફ જોઈ) વાહ ! આ બાગની રચના પણ કોઈ તરેહવાર છે ! જાતજાતનાં રોપાઓ ફળ ફુલરૂપી અલંકારો પ્હેરીને પોતાની ગુપ્ત છટા દેખાડવાને આતુર થયા હોય એવું લાગેછે ! વિવિધ ભાતનાં પક્ષીઓ પણ ઈશ્વર તરફથી અપાયલી એવી જે પાંખ તેનો––આકાશ માર્ગે પોતાની અલૌકિક ગતિ બતાવીને આળસુને ઉદ્યોગી કરવા––રાગ દ્વેષના વિચારમાં ખેદ કરનારા લોકોને વૈરાગ્યરૂપી આનંદમાં રેહેવાનું સુચવવા––અને સ્વભાવિકરીતે મળેલા ગુણને અનાદર ન કરતાં વિવેકથી પરમારથમાં લઈજવા કેવો ઉપયોગ કરેછે ! હા ! હું પણ સ્વાર્થે નહીં, પરંતુ પરમારથ માટેજ આવ્યોછું. આ કામરૂ દેશની અવગણના કરવાને બદલે સ્તુતિજ થવી જોઈએ. કેમકે—જો એવા દેશ આ ભૂમિમાં ન હોત, તો હું જેવા નિસ્પૃહી

અને જીતેન્દ્રિય પુરૂષની પરીક્ષા શીરીતે થઈ શકત ? અરે ! મારી યોગવિદ્યા પાસ કામરૂ દેશની કલા કંઈજ નથી. એતો તુચ્છ વિચારના સંસારી ડરે. જેમ કમલમાં પ્રીતિવાન એવા જે ભમરા, પ્રેમાંધ થઈને કમલમાંજ પ્રાણ ખુએછે, તેમ સંસાર સુખમાં વસનારા એવા જે મનુષ્યરૂપી ભમરા—તે કામરૂ દેશરૂપી કમલમાં પ્રેમાંધ થઇને પ્રાણ ખુએછે. પણ શું ? હું જે ખરો ત્યાગી પુરૂષ તેને વશ કરવાને આ વિશ્વમાં કોઈએ જન્મ ધર્યો હશે ? નહીં કદીજ નહીં. ઓ મન ! હવે નિર્ભય બનીને ચાલ પેલા વડના વૃક્ષ તળે બેસીને પ્રાણીમાત્રનું રક્ષણ કરનાર એવા જે સ્વયંપ્રકાશી ઇશ્વિર તેનું આરાધન કરીએ. (બેસીને પ્રાર્થના કરેછે.)

**પદ**—રાગ કલ્યાણ ભોપાલી.

વિનવું પ્રભુ જન હિતકારી, વિશ્વદેવ બલવાન ધરાપર
ધર્મ ધ્વજા કરધારી—વિનવું—ટેક
ભક્ત વિજય કરનાર તુંજ છે, અવર નથી દુખહારી;
જ્ઞાન પ્રકાશક રંજનકારી, તુજ ગતિ અતિ વિધ ન્યારી-વિશ્વ૦
આધિવ્યાધિ અને ઉપાધિ, એ ત્રણમાં સંસારી;
મોહ વડે લપટાઈ ગયાછે, તેને લે તું ઉગારી—વિશ્વ૦

**मालण**—(શબ્દ કાને પડવાથી આવીને સ્વગત) આ તો છેક નવાઈની વાત ! જુગના જુગ વહી ગયા પણ કોઈ આના જેવો મસ્ત પુરૂષ ભાગ્યેજ આવ્યો હશે. આજ કામકલાના નશીએ ખરૂં જોર કર્યુંછે. ઠીકછે મારૂં પણ કામ થશે. (પ્રસિદ્ધ) જોગીરાજ ! તમે આ બાગમાં ઠીક આવી ચડયા હો ! અમારાં બાઈસાહેબ તમને બહુજ ખુશી કરશે.

**मच्छेंद्रनाथ**--(ક્રોધ કરીને) અરે વલી તું કોણછે ? સત્વર જેમ આવી તેમ પાછી જા. હજુ તો અહીં બેસીને જરા હરિકીરતન ગાયું ત્યાં એક તો—

**मालण**--( એકદમ વચ્ચે ) હું એક નથી, અહીંતો એક બીજા કરતાં સરસ જેવી જોઈએ તેવી સેંકડો મલી શકશે. પણ તમારે કયાં ધણીનું કામછે ? તમે તો કામકળાનેજ લાયકના છો.

**मच्छेंद्रनाथ**--એટલું બધું તને પુછેછે કોણ ? જે ખાલી ભજનમાં ભંગ કરવાને આવી ?

**मालण**—હમણાં અમારાં બાઈસાહેબ કામકળા આવવાનાં છે. આ બાગ તેનો છે એટલે પછી તમારૂં ભજન અને બજન–સરવે સુકાઈ જવાનું.

**मच्छेंद्रनाथ**—અરે બેશરમ – કુલટા – દુરવાદ કરતી જાયછે કે નહીં ? પાપિણી ! તને અહીં તેડાવી કોણે ?

**मालण**—આ પુષ્પવાટિકાએ. કારણ—હું એની રક્ષણ કરતા માલણછું.

**मच्छेंद्रनाथ**—તું ગમે તે હો. તે જાણવાની મને કશી જરૂર નથી. મારૂં કહેવું તો માત્ર એટલુંજ છે, કે ભજનમાં ભંગ પાડવા તું મારી સામે શા માટે આવીછે ? જો મને વધારે છેડીશ તો મારે તને શાપ દેવો પડશે.

**मालण**—આપની મરજી વિરૂધ હું કોઇ પણ રીતનું પગલું ભરવાઈચ્છતી નથી, પરંતુ મારા તરફથી ભેટદાખલ આ એક પુષ્પમાલ આપના કંઠમાં ધારણ કરો.

**मच्छेंद्रनाथ**—વધારે ડહાપણ ન ચલાવતાં થા અહીંથી વેગળી. એવી માળ અમને યોગીને શાકામની ? કોઈ ભોગીને આપકે ફળ પ્રાપ્તિ થાય.

**मालण**—આપને પણ થોડા વખતમાં ભોગી થવુંજ પડશે.

**मच्छेंद्रनाथ**—દુષ્ટા ! એવાં દુર્વાક્ય વદવામાં તું મોટાઈ માનેછે ? અથવા શું મારો તને ભય નથી ? જા. તારે માર્ગે નહીં તો બાલીને ભસ્મ કરીશ. ( ચીમટો ઉપાડેછે )

**मालण**—ક્ષમા કરો મહારાજ હું જાઉંછું. ( સ્વગત ) એ આપણું કામ નહીં, બાઈસાહેબ પધારશે ત્યારે એની મેળે ઠેકાણે આવશે. ( જાયછે. )

**मच्छेंद्रनाथ**—આ તો ખરેજ આશ્ચર્ય ! અત્યારથીજ આ પ્રમાણે એ શંખણિયો કંટાળો આપવા લાગી ! એનાથી બીજું તો કંઈ થવાનું નથી, પણ મારે ક્રોધાવેશમાં કંઈ કહેવું પડે અને ભજનમાં ભંગ પડે એ અયોગ્ય. ( સ્મૃતી થવાથી ) હાં ! એનાથી દુર રહેવાને આપણી પાસે ધ્યાનસ્થ થવાનો રસ્તો ક્યાં નથી ? ચાલને ! એમજ કરૂં એટલે બધી પીડાપતે. ( ધ્યાનસ્થ થાયછે. )

**कामकळा**—( સખીઓ સહીત ગાતીગાતી આવેછે )

પદ–કુંજતણે વન જઇએ. ( એ રાગે )

મનુષ્યના મન હરીએ, મંત્રબળે મનુષ્યનાં મન હરીએ—ટેક
મધુર વચને મહાપુરૂષને, ક્ષણમાં સ્વાધિન કરીએ—મંત્રબળે.
પુષ્પ પવન ત્યમ સુખકર ભોજન, ત્રણસાધનથી તરીએ—મંત્રબળે.
બાણ મોહનું નરને મારી, અવશ્ય તેને વરીએ—મંત્રબળે.
ચિત્તાકર્ષક મંત્ર રૂપીકર, ધનુષ્ય પ્રેમે ધરીએ—મંત્રબળે.
નવિન પુરૂષને નિહાળી નયને, વશ કરતા નહીં ડરીએ—મંત્રબળે.

**मालण**—( પુષ્પની માળા, ગજરો વગેરે લઈ આવીને સ્વગત ) આજ મારા ભાગ્યનો ઉદય થયો ખરો. બાઈસાહેબ પણ બરાબર વખતેજ આવી પહોંચ્યાં. બસ. જઈને વધામણી આપું એટલીજવાર. પછી તો મારૂં માન વધ-

વામાં કશી બાકી રહેવાનીજ નથી. ( પ્રસિદ્ધ નમન સહીત પુષ્પની માલા અને ગજરો ધરીને ) બાઈ સાહેબ આજની આ માળા અને આ ગજરો શુભ-સૂચક છે. ( આપેછે. )

**शीतकला**—એ તારા માર્મિક વચનો યથાર્થ સમજી શકાતા નથી, માટે ત્રિયારાજ્ય માતા કામકળાને ખુલ્લી રીતે સમજાવ.

**कामकळा**—ખુલાસો કરવાની અગત્ય નથી. ( માલણને ) કંઈ નવો શિકાર હાથ લાગ્યો છે કે શું ?

**मालण**—ધન્ય છે બાઈસાહેબ. આપની સમજવાની કળાને અને—

**शीतकला**—( એકદમવચ્ચે ) ખરૂં છે ?

**मालण**—હા. આજસુધી આપણા દેશમાં એવો પુરૂષ કદી આવ્યો હોય એવું મને યાદ નથી.

**कामकळा**—ક્યાંછે ? ચાલ બતાવ !

**मालण**—( આંગળીથી બતાવીને ) જુવો, જુવો. પેલા વડના ઝાડ તળે ધ્યાન ધરીને કેવો બેઠોછે !

**कामकळा**—( જોઈને ) આહાઃ કેવો મદોન્મત્ત. ખરેજ હું ભાગ્યશાલી.

**शीतकला**—ખરી ભાગ્યશાલી. મહા તેજસ્વી પુરૂષ છે.

**एकसखी**—માલણનું કહેવું ખરૂં તો પડ્યું.

**मालण**—કેમ બાઈસાહેબ-ઈનામ લેવાને યોગ્ય ઠરીકે નહીં ?

**कामकळा**—( મોતીનો હાર પોતાના ગળામાંથી ઉતારીને ) લે આ મુકતાહાર. ( આપેછે. )

**मालण**—આહાઃ બાઈસાહેબ-મારૂં ભાગ્યતો ધાર્યા કરતાં પણ વધ્યું. ( હાર લઈ નમન કરેછે. )

**शीतकला**—જો એમજ થયું તો તારા ભાગ્યોદય કરનારની ઈચ્છાને અનુકુળ આવે એવી પુષ્પની કંચુકી તૈયાર કર.

**मालण**—આપની આજ્ઞા પ્રમાણે કરવા આ ચાલી. ( જાયછે. )

**कामकला**—( મચ્છેંદ્રનાથ પાસે સખીઓ સહવર્તમાન જઈને ) પ્રીય શીતકલા ! હું સમક્ષ રહી મારી સંગીત કળાથી જાગૃત કરૂં છું, તેટલામાં તારે ચિત્તાકર્ષક મંત્રનો પ્રયોગ ચાલુ રાખવો. ( શીતકલા પાછલ રહી મચ્છેંદ્રનાથના મસ્તકપર ગજરો ફેરવતી મંત્ર ક્રિયા કરેછે અને એક સખી પંખાથી પવન ઢોળેછે. કામકલા ગાયછે. )

## બનજારા—લાવણી.

( ગુણતારા, કોણ ગણી શકે ગણનારા—એરાગની. )

સુખ ન્યારૂં, સખી આજ પામ્યું મન મારૂં—ટેક.
તન શોભા અવલોકી નયને, કિરણ હર્ષનાં પ્રસરે ;

સ્નેહ રેલ સમ વહે છલકતી, ભવિષ્ય ભાસે સારૂં—સુખ.
પ્યાર તણી છે એજ નિશાની, પ્યાર યોગ્યતા લાવે ;
પતિ પ્રિયાના પ્રેમવિના કંઈ, નથીજ દુખ હરનારૂં—સુખ.
ભાનુ પ્રકાશે અંધકારનો, નાશ પલકમાં થાશે;
સમ જોડી મલવાથી સુજને, લાગેછે જગપ્યારૂં—સુખ.

**मच्छेंद्रनाथ**—(સ્વર, સુગંધ તથા પવનની અસરથી જાગૃત થઈને) ઈશ્વરભક્તિમાં ભંગ પાડનાર એવી ઓ અબલાઓ! તમે કોણ છો? અને આ પ્રમાણે મારી આસપાસ ફરી વલવાનું કારણ શું?

**शीतकला**—(સામે આવીને) આ ત્રિયારાજ્યનું રાજ્યાસન સેવનાર કામકલા આપ જેવા મ્હાન પુરૂષની સદાકાલ સેવના કરવા આવીછે તેનો અંગીકાર કરો.

**मच्छेंद्रनाथ**—તમારૂં ચાતુર્ય સંસાર પ્રેમી મનુષ્યોને ભ્રષ્ટ કરવાનુંછે, પરંતુ યોગને ચાહનાર પુરૂષોને માટે તે નિષ્ફળછે.

**कामकला**—મહારાજ, યોગમાં તમને શું સુખ મળેછે, જે આપ તેના વખાણ કરોછો?

**मच्छेंद्रनाथ**—યોગ સ્થીરછે, અને માયા અસ્થીરછે; માટે યોગ સુખ સર્વોત્તમ છે.

**कामकला**—એ તો જ્યાંસુધી સંસાર સુખ જોયું નથી, ત્યાંસુધી આપના મનમાં યોગસુખ સર્વોત્તમ જણાયછે. કારણ—

### શાર્દૂલવિક્રીડિત.

સંસારે નરવેષમાં અવતરી, સેવી નહીં ભામની;
આલીંગી નહીં નારિને પ્રીતિ થકી. તો કાયશા કામની?
વીધી હેતુ વિસારીને જગતમાં, ચારે દિશા આથડે;
ખોયો જન્મ ઉદાસીમાં રહી સદા, શું લાભ એમાં જડે!

**मच्छेंद्रनाथ**—ધીકારછે એમ માનનારા મનુષ્યોને. જો સાંભલ—

### શાર્દૂલ.

પ્રાણી માત્ર વિષે મનુષ્ય તનછે, અત્યંત જે કીંમતી;
કામી તેનિ કરે અચેત બનીને, નિશ્ચેજ માઠી ગતી;
મિથ્યા વાદ કરી ખુએ કુમતિમાં, વિશ્રાંતિ સોના સમી;
સ્વેચ્છાએ વરતી અતી મુઢજનો, ક્રિયા કરે કારમી.

**कामकला**—ત્યારે જનમ્યાનું સાર્થક શું? કેમકે—

ગીતી.

વિધુવદની મૃગનયની, હંસગતી ધરનારી કામાનો;
સ્પર્શ કર્યો નહીં જેણે, ખરેજ તેનો જન્મ વૃથા માનો.

**मच्छेंद्रनाथ**—કેવળ ખોટું ખરૂં શું છે તે જો—

ગીતી.

નિરગુણ રૂપ જગભરતા, અપાર જ્ઞાની સદચિદ આત્માનો;
શોધ કર્યો નહીં જેણે, ખરેજ તેનો જન્મ વૃથા માનો.

**कामकला**—મહારાજ વૃથા જન્મ તો આવા જનોનો.

માલિની.

મૃદુવચન વદંતી, પૂર્ણ કામી સુરાગી;
સુશીળ લલિત પ્યારે, પ્રેમદા કોમલાંગી;
નવલ મદ ભરેલી, નારિ સેવી ન જેણે;
મનુષ જનમ ખોયો, વિશ્વમાં આવી તેણે.

**मच्छेंद्रनाथ**—કોણે ખોયો સાંભલ.

માલિની.

સુખ અચલ નથીજે, સુંદરીથી મળેછે;
સુખ અચલ ગણોતે, યોગથી જે પળેછે;
વિદિત ગુણ ન જાણ્યો, ભ્રાન્તિમાં ભૂલિજેણે;
મનુષજનમ ખોયો, વિશ્વમાં આવી તેણે.

**कामकला**—( મનમાં ) હવેતો મોહમંત્રનો પ્રયોગ ચાલુ કરૂં, આપ્રમાણે વિવાદથી વશ થાય એમ જણાતું નથી. મંત્રભણી પુષ્પની માળા કંઠમાં આરોપિત કરીને—

શાર્દૂલવિક્રીડિત.

સુહાસ્યે પ્રિયવાદિની વિનવતી, જાણે બીજી ઉર્વશી,
સુગંધે ફુલ પારિજાતક સમી, ઓષ્ટે સુધા, સ્નેહિ શી !
રાગે જેમ તિલોત્તમા અપસરા, દીપે મુખે ચંદ્રમા;
એવી માનુનિ જોમળે ભુતલમાં, તો સાર શું સ્વર્ગમાં ?

**मच्छेंद्रनाथ**—( મંત્રની અસર થવાથી જરા મોહમાં ઉતરીને ) હા. તારૂં કહેવું કેટલીક રીતે વાસ્તવિકછે પરંતુ—

### શાર્દૂલ.

રૂપાળી ગુણવંતી કોકીલસ્વરી, સેવે કદાપી ભલે;
આરાધે અવિનાશને નહિ કદી, તો સ્વર્ગ ક્યાંથી મલે ?
યોગી સંગ ગમે નહિ નિજ ઉરે, રામા કટાક્ષે ફસે;
એવા મોહમહીં નહીં જય કદી, ભોગીજનો પામશે.

**कामकला**—એતો કેવળ કામાંધ થયલાઓને પરંતુ આપ જેવાઓને તો ઇશ્વિર ભક્તિમાં રહી ઉભય લોક સાધવાને મેં કહ્યો તેજ ઉત્તમ માર્ગછે. ( ફરીથી પુષ્પનો ગજરો તેના મસ્તક ઉપર ફેરવેછે )

**मच्छेंद्रनाथ**—( મોહીત થઈને ) હાં ! એ વિચાર મને વધારે સારો લાગેછે. કેમકે યોગવિદ્યામાં હું પૂર્ણછું, હવે માત્ર સંસાર સુખ જોવાનું બાકી રહ્યુંછે. માટે એપણ અવસ્ય અનુભવવું જોઈએ. શું ગૃહસ્થાશ્રમીને સ્વર્ગ નથી ?

**कामकला**—જુવો મહારાજ ! હવે આપને મારા કહેવાની પ્રતીતી થઈ ?

**मच्छेंद्रनाथ**—સત્યછે. ગૃહસ્થાશ્રમ પાળવો અને મોક્ષપદ મેળવવું એજ કઠિણછે.

**शीतकला**—ધન્યછે મહારાજ ધન્યછે. ( કામકલાને બતાવીને )

### શિખરિણી.

મુખે બીજો ઈન્દુ, ચપલ નયની પ્રેમલ અતી ;
વિનોદે પુરીછે, વળી મૃદુસ્વરી સુંદર ગતી.
શરીરે શોભીતી, તરૂણ લલના આ મદભરી ;
સ્વિકારો તે સ્નેહે, ગણિ નિજ પ્રિયા આદર કરી.

**मच्छेंद्रनाथ**—સુંદરી ! તું સત્ય કહેછે. ( કામકલાને ) જો એમજ હોય તો અહો કામકલા ! તારા સુચવેલા ધર્મમાં દિક્ષાલેવા સ્વસ્તીવાચન તરીકે તારા મનોહર અને કોમળ એવા કંઠને આલીંગન લેવા દે.

( આલીંગન કરેછે. )

**शीतकला**—વાહ ! ધન્ય છે આપની દિક્ષા લેવાની રીતીને. ( જાયછે. )

**प्रथमांक समाप्त.**

# અંક ૨ જો.

## પ્રવેશ ૧ લો. સ્થલ—એકાંત મેહેલ.

### ગોપીચંદ અને એક સેવક.

**गोपीचंद**—રે ! ધીકારછે ધર્મ નીમીત્તે અધર્મ પ્રવરતાવનાર ધર્મ ગુરૂઓને. સ્વર્ગે સંચરવા સજ થયલા સદગુણી મનુષ્યોને નષ્ટ કરી નરકે મોકલનાર નિર્દયોનો નાશ ન કરતા તેને અધિક આયુષ્ય આપી. હે ! પ્રભુ ! તું પાપનું પોષણ કરવા ધારેછે ? હા ! એમજ જણાયછે. જો એમ ન હોય તો પવિત્ર ભૂમિને પાપી કરનાર એવા દુરાત્માનો નાશ કાં સત્વર ન થાય ? અરે ! મૈનાવતી ! વ્હાલી ! પણ અવિવેકી માતા ! ઇશ્વર પ્રમાણે સર્વદા તારી સેવા કરનાર એવા આ પુત્રની દાઝે, તારા અંતરમાં પ્રવેશ કરતી અનીતિનો અટકાવ ન કર્યો ? અરે તેમ નહીં, તો કીરતી રૂપી પવિત્ર પ્રકાશને ઝાંખ લાગશે એવી પણ શંકા ન આવી ? શિવ ! શિવ ! આ કેવો અપવાદ ! ગોપીચંદની માતા જાલંદર ઉપર અનુરક્ત થઇ છે. રે ! નિર્દય પણ પુત્ર પ્રેમી માતા ! તારે નામે પ્રજા તરફથી જન્મ પામેલા નિંદાયુકત બાણરૂપી વાકયોનો પ્રહાર હું શી રીતે સહન કરૂં ?

**सेवक**—( પ્રવેશ કરીને ) મહારાજ ! પ્રધાનજી જાલંદરને સમાધીસ્થ પાલખીમાં નાંખી બાહાર આવી પહોંચ્યા હવે, આપનો શો હુકમ છે તે કૃપા કરી કહેશો.

**गोपीचंद**—અશ્વશાલાના પાછલા ભાગ તરફ પેલો જે કુવો છે, ત્યાં તું જા. હું પણ હમણાજ આવી પહોંચુ છું.

**सवक**—જેવી આજ્ઞા. ( જાયછે. )

**गोपीचंद**—અહો ભગવન ! એવા પાપીઓને પાપની શિક્ષા કરવા સાધનભૂત મને કાં કર્યો ? ( જાયછે. )

---

# પ્રવેશ ૨ જો.

## સ્થલ—સુંદર શેહેર પાસેનું એક અરણ્ય.

### ગોરક્ષનાથ અને વિદુષક.

**गोरक्षनाथ**—( વડના ઝાડ તળે બેસીને ઈશ્વર ભજન કરેછે. )

### ગજલ.

વિશ્વમાં સાચું તારૂં, નામ એક વિચારવાનું;
પ્રિતે જો બોલિયેતો, અંતે છેતે તારવાનું; વિશ્વ.
મતી તું આપ એવી, સર્વદા ઓ નાથ સૌને;
સુઝેના કોઈ વેળા, ધર્મને વિસારવાનું; વિશ્વ.
કૃપાળુ દેવછે તું, આ સૃષ્ટિને પાળનારો;
નથી તારા વિના કો, સ્થળ અહીંઆ ધારવાનું; વિશ્વ.

મારા ગુરૂની શોધમાં ઘણા દિવસ થયા હું દેશવિદેશ ફરતો ફરૂંછું, પરંતુ હિણભાગ્યે મને કયાંય દર્શન થતાં નથી. પાછલ રહેલા નગરમાં મને એવી ખબર મલી કે, સુંદર શેહેરમાં એક યોગી પધારેલાછે. એ મારાગુરૂ હશે એવી ધારણાથી હું અહીંઆ આવ્યો, પણ જ્યારે મેં પુરતી તપાસ કરી ત્યારે મને મચ્છેંદ્રનાથ ગુરૂને બદલે જાલંદર ગુરૂ જણાયા ! હવે–( કોઇને રૂદન કરતો સાંભળીને ) અરે વળી આ કોણ રડેછે ? ( સામેથી આવતો જોઈને ) દેખાયછે તો કોઈ યોગમારગી.

**विदुषक**––( પ્રવેશ કરી રડતાં ) ઓ ! મારા ગુરૂ જાલંદર નાથરે––( રડેછે. )

**गोरक्षनाथ**––( વિસ્મય થઈને ખેદથી ) અરે ! ગુરૂ જાલંદર વિષે તું આ શું બોલેછે ?

**विदुषक**––ગોપીચંદે તમારી શી ગતી કરી–રે– ( રડેછે. )

**गोरक्षनाथ**––શું ગોપીચંદ ?

**विदुषक**––હા–મહારાજ. ગુરૂજાલંદર નાથને– ( રડેછે. )

**गोरक्षनाथ**—બોલ જલદી. આટલો બધો રડેછે શાનો ?

**विदुषक**––ગોપીચંદે અશ્વશાલાના એક કુવામાં––( પાછો રડેછે. )

**गोरक्षनाथ**—હાંહાં ! આગળ ચલાવ.

**विदुषक**—નાંખી દીધા. અરેરે ! વળી લાદ કચરો અને ઘાસ નાંખીને જમીન જેવી જમીન કરીલીધી. ઓઃ—મારા ગુરૂરે––એટલો બધો બોજો તમારાથી કેમ ખમાશેરે–તમને તેમાં ખાવાનું કોણ આપશેરે––( રડેછે )

**गोरक्षनाथ**––પણ જાલંદર જેવા તારા મ્હાન ગુરૂને ગોપીચંદે વિનાપરાધે કુવામાં શામાટે નાંખ્યો ?

**विदुषक**––( ચોંકીને તેના મુખતરફ જોતાંજ ) કોણ ગોરખનાથ ? ત્યારે તો મ્હારાજ આંધળે બ્હેરૂ કુટાયું ! મેંતો આપને કાનીફને ભરોસે કહ્યું–– ક્ષમાકરજો. ( સ્વગત ) વોય મારા બાપ ! આ તો મેં બહુ ખોટું કર્યું ! ઠીક ચાલો ઉભા રહીશું તો વળી વધારે પડપુછ કરશે. ( દોડી જાયછે. )

**ગોરક્ષનાથ**—આતો કંઈ આશ્ચર્ય જેવું લાગેછે! ગુરૂ જાલંદર જેવા યોગીની પણ આ સ્થીતિ થઈ! માટે આપણે પણ ચાલો આપણા ગુરૂની શોધમાં પડીએ. (જાયછે.)

---

## પ્રવેશ ૩ જો.

### સ્થલ—રાજમ્હેલનો વચલો ચોક.

### ગોપીચંદ, સુલક્ષણા, રસિકમાલતી, કુમુદા અને રાજયમાતા મૈનાવતી.

(ગોપીચંદ સ્નાન કરતો દેખાયછે. તેને કેટલીક સ્ત્રીઓ મરદન કરેછે. એક સ્ત્રી સુગંધી પદાર્થનો થાલ લઈને ઉભી રહીછે. એક ગુલાબ જલની ઝારીથી મંદ ધારે પાણી સીંચેછે. એ પ્રમાણે પોતપોતાનું કામ કરતી ગાયછે. મૈનાવતી મ્હેલના ઝરૂખામાં બેઠેલી છે.)

**રાગ—બનજારાનો.**

**સર્વે સ્ત્રીયો**— નૃપ જન્મોત્સવ દિન આજે,
વાજીંત્ર મનોહર વાજે—ટેક.
**કુમુદા**— બહુ હર્ષ થાય અંતરમાં,
**સુલક્ષણા**—(રસિકમાલતીને) સખી ચંદન દે મુજ કરમાં,
**કુમુદા**— ગયું કોણ સુગંધી કાજે,
**સર્વે સ્ત્રીયો**— નૃપ જન્મોત્સવ દિન આજે.—
**રસિકમાલતી**—(કુમુદાને) કર ગુલાબ જળની ધારા,
**કુમુદા**—(રસિકમાલતીને) ભર્યા કસ્તુરીથી કર મારા,
**સુલક્ષણા**—(કુમુદાને) બેનિ કયમ તું મનમાં લાજે,
**સર્વે સ્ત્રીયો**— નૃપ જન્મોત્સવ દિન આજે.—
**કુમુદા**— સહુ ચોળો અરગજા અંગે,
લઈ કેસર કિંચિત સંગે,
**સર્વે સ્ત્રીયો**— ધન્ય પ્રાણનાથ બિરાજે,
નૃપ જન્મોત્સવ દિન આજે.—

**મૈનાવતી**—(ઝરૂખામાં બેઠેલી હતી, તેની નજર ગોપીચંદ તરફ જવાથી) આહા! વિશ્વની રચના કેવી ખોટી છે! કામદેવને મોહ પમાડે એવી આ મનુષ્ય દેહ જેની આસપાસ આ સુંદર સ્ત્રીઓ મોહિત થઈને વેલની પેઠે વીંટળાઈ વળીછે, અરેરે! તેજ કાયામાંથી જ્યારે આત્મા ઉઠીને ચાલતો

થશે, ત્યારે એ નિર્જીવ દેહ જોનારને કેવી ભયંકર લાગશે! અહો પ્રભુ! આવી ઉત્તમ કાયાને અમર કાં ન કીધી? અરે! એના કરતાં શું એના પિતાની કાયા સુંદરતામાં ઉતરે એમ હતી? ગુણ, રૂપ, શૌર્ય અને કીરતીનું સ્થાનજ હતું, તો પણ જ્યારે કાળે આવી પોતાની જાળ બીછાવી, ત્યારે તે સુંદર દેહની ચપટી રાંખ પણ હાથ ન આવી! ( ગદ ગદ્ કંઠે. )

મંદાક્રાન્તા.

શોભીતી આ કૃતિ શરિરની, કેવી સારી પ્રકાશે,
જોતાં રંગે કનક સમકે, સ્વર્ગનો ઈન્દ્ર ભાસે;
આહાઃ તે એક ક્ષણ ભરમાં, કાળનો ભક્ષ થાશે,
રીદ્ધિ સીદ્ધિ સ્મૃદ્ધિ સ્ત્રી, પછિ કદી, રે! નહીં સાથ જાશે.

( આંખમાંથી આંસુ પડેછે. )

**ગોપીચંદ**—( આંસુનો એક બિંદુ પોતાના ગાલપર પડવાથી ) પ્રીયા સુલક્ષણા! એકાએક ગાલઉપર અંતરીક્ષથી આ જલબિંદુ ક્યાંથી પડયો! નથી વર્ષારૂતુ કે હોય —તેમજ આકાશ પણ સ્વચ્છ છે.

**સુલક્ષણા**—સ્વામીનાથ! આપનાં માતુશ્રી મેહેલના ઝરૂખામાં કંઈ વિચારમાં બેઠેલાં હતાં, અને તે વિચાર મને બહુ ઉંડો લાગતો હતો; જેનાથી તેના લોચનમાં જલ ભરાઈ આવ્યાં હતાં એવું સ્પષ્ટ રીતે દેખાયું.

**ગોપીચંદ**—( આશ્ચર્ય પામી ) એ જલબિંદુ તે મારી માતાનાં અશ્રુ! આ પ્રમાણે શોકાતુર થવાનું કારણ શું? અરે—મારી હયાતીમાં મારી માતાને દુભવનાર કોણ છે? પ્યારી સ્ત્રીઓ! મારૂં સ્નાન પૂર્ણ થયુંછે, ( શરીરે સાદાં વસ્ત્રો પેહરેછે. ) હવે તમે સર્વે અંતઃપુરમાં જાઓ, કેમકે આ ગર્ભિત બનાવનો મારે અવશ્ય ખુલાસો મેળવવો જોઇએ, વ્હાલી કુમુદા! હું મારી માતુશ્રીની પાસ જવા તૈયાર થયોછું, માટે મારા ઉમદા વસ્ત્રો લઈને તું મુક્તા મેહેલમાં તેની પેહેલાં આવજે. ( સર્વે જાયછે. )

---

# પ્રવેશ ૪ થો.

## સ્થલ—જંગલનો એક ભાગ.

**કાનીફ, ગોરક્ષનાથ, નીમનાથ અને તેના બે પક્ષના સંગીઓ.**

**કાનીફ**—( એક બાજુએથી પોતાના સંગીઓ સહીત ગાતો ગાતો પ્રવેશ કરેછે. )

પદ—રાગ કાફી.

રે ! સુભાગી જન–થા ઉપકારી—
ઉરમાં દયા સત્ય ધારી—ટેક.

માનવ દેહનો માર્ગ કઠણુછે, નથી પશુ પક્ષિ સુરારી;
જ્ઞાનરૂપી દર્પણમાં જોતું, વીવેકે સર્વ વિચારી–રે ! સુભાગી.
ઉત્તમ કૃતવિન આ દુનિયામાં, આવી થયો અપકારી;
શરણાગતને કામ ન આવ્યો, સાચી કરણી વિસારી–રે ! સુભાગી.
જન્મ સફલ જો કરવો હોય તો, દુર્બુદ્ધિ દે તું વિદારી;
જોડ પ્રીતિ જગજીવન સાથે, શિખ આ આનંદકારી–રે ! સુભાગી.

( પાછળના ભાગમાં ચાલ્યા જાયછે. )

**गोरक्षनाथ**—( સંગીઓ સહીત ગાતો ગાતો એક બાજુએથી પ્રવેશ કરેછે. )

પદ—( જો જાગી જો જાગી મુરખ–એ રાગનું. )

લક્ષ્મીમાં લોભાણો જન તું, લક્ષ્મીમાં લોભાણોરે;
અવધ આવી નિજ દેશ જવાનીં, ત્યારે બહુ લુટાણોરે—ટેક.
પૈસાનો તું કરી સંઘરો, સ્વજનમાં પંકાણોરે;
પણ તારાથી યશનો પાયો, કદી નહીં નંખાણોરે—લક્ષ્મી.
જન્મ ધરી કોટિ આ જગમાં, મિથ્યા તું અથડાણોરે;
એક તો આવ્યો તું અજાણ્યો, પછી જ્ઞાનવિના ભટકાણોરે–લક્ષ્મી.
કુડતણી રચના રચવામાં, અરથીથી વખણાણોરે;
પરમારથમાં પ્યાર ન આણ્યો, સરવાળે મુંઝાણોરે–લક્ષ્મી.
ધનમદમાં તું અંધ બનીને, ચિન્તામાંહિ ચણાણોરે;
માયાના ઉલટા પડદાનો, ભેદ લેતાં ભરમાણોરે–લક્ષ્મી.
દુર્જનરૂપી કાદવના તું, છાંટાથી છંટાણોરે;
આત્મવિચારરૂપી મણિપારસ, તજી ગ્રહે કાં પ્હાણોરે–લક્ષ્મી.

**कानीफ**—( પાછો આવેછે તે ગોરક્ષનાથને જોઈને ) ઓહો ગોરક્ષનાથ ! આદેશ.

**गोरक्षनाथ**—આદેશ કાનીફ આદેશ. ( બીજા સંગીઓપણ એક બીજાને આદેશ કરેછે. )

**कानीफ**—વાહવા ! આજ તમારો મેલાપ અમને ઠીક થયો.

**गोरक्षनाथ**—હું પણ બહુ આનંદ પામ્યોછું.

**नीमनाथ**—( કાનીફને ) આપ મંડલ સહીત આમ ક્યાં પધારવાના છો ?

**कानीफ**—ગુરૂની આજ્ઞાપ્રમાણે ધર્મ પાળનારા અમોએ, હાલમાં સેતબંધુ-રામેશ્વરનાં દર્શન કરવાનો વિચાર રાખ્યોછે.

**गोरक्षनाथ**—વાહ કાનીફ઼! જાલંદરનાથનો પંથ તો કેવળ ન્યારોજછે!

**कानीफ**—હાં! અમારા પંથ જેવો ઉત્કૃષ્ટ પંથ એકે નથી.

**गोरक्षनाथ**—( જરા હસીને ) એમકે–પણ કાનીફ઼! સર્વવ્યાપક રામ તો દેહરૂપી દેવળમાં બીરાજમાન થયાછે, ત્યારે હવે છેક રામેશ્વરસુધી શામાટે જવું પડેછે?

**कानीफ**—અમારા પંથમાં ગુરૂએ સાકાર મતનું પ્રતિપાદન યથાસ્થિત કર્યુંછે, કેમકે પ્રત્યક્ષ પ્રતીમાનું ધ્યાન કરવાથી ચિત્તને શાન્તિ મળેછે; અને અજ્ઞાનીઓને ઈશ્વરમાં અભીરૂચી થવાને એના જેવું એકપણ ઉત્તમ સાધન નથી.

**गोरक्षनाथ**—અને એ ભ્રાન્તિમાંજ લોકો વેદ ધર્મ વીસરી ગયાછે. સર્વ વ્યાપક ઈશ્વરે પંચતત્વો ઉત્પન્ન કરેલા છે, તેમાંના એક તત્વ એટલે ધાતુ પાષાણાદિને ઈશ્વરરૂપ માની તેના ઉત્પન્ન કરનારને ભુલાવે એવો જે પંથ–તે શામાટે ઉત્તમ ગણાવો જોઈએ?

**कानीफ**--વાહવા! ગોરક્ષનાથ! મચ્છેંદ્રનાથ કરતાં પણ આપતો નિરાકારમતને પુષ્ટી આપવાનો વધારે ડૌલ ઘાલતા જણાઓછો.

**गोरक्षनाथ**--આપ ભુલોછો. દાંભિકોની પેઠે હું કેહનાર નહીં, પણ કરનારછું. ( જરા રહીને ) વારૂ કાનીફ઼જી! આપણે ઘણેકાળે પાછા મલ્યા, તો જરા વિદ્યાવિનોદ કરી મનને આનંદ આપવા થોડા પ્રશ્નો પુછવા ઈચ્છુંછું.

**कानीफ**--હાં! પુછવું હોય તે ખુશીથી પુછો. હું ગુરૂપ્રતાપે જે સત્ય હશે તેજ કહીશ.

**गोरक्षनाथ**--આ વિશ્વમાં ભય શાનો? અંધ કોણ? અને સાચો શુરવીર કોને કહેવો?

**कानीफ**--સાંભળીએ ગોરક્ષનાથ. આ સંસારમાં સર્વથી વધુ ભયંકર મ્હોત. સન્માર્ગ છોડી કેવળ માયાનેજ વશ થયો તે અંધ. અને કામક્રોધાદિ ષડરિપુને જીતે તે શુરવીર.

**गोरक्षनाथ**--આ સૃષ્ટીમાં આશ્ચર્ય શું?

**कानीफ**--સ્મશાન વૈરાગ્ય. એટલે સ્મશાનમાં આપણા સ્નેહીને ચેહમાં બલતો જોઈ જે વૈરાગ્ય ઉત્પન્ન થાયછે, તેને ઘેર આવી સહજવારમાં વીસરી જવો એજ મોટું આશ્ચર્ય.

**गोरक्षनाथ**--તમારા તરફથી સમયોચિત ઉત્તર સાંભળી હું અત્યંત સંતુષ્ટ થયોછું.

**कानीफ**—મારે પણ કેટલાક પ્રશ્નો પુછવાની ઇચ્છા છે, વાસ્તે તેના ઉત્તર આપ પણ યથાર્થ આપશો.

**गोरक्षनाथ**--ખરા આનંદથી પુછો. હું પણ આપને ગુરૂપ્રતાપે ઉત્તર આપી શકીશ.

**कानीफ**—સંત કોણ ?

**गोरक्षनाथ**— **માલિની.**

સુખ દુખ જ્યમ લાગે, આપને ચિત્ત જેવું;
ત્યમ સકળ જીવોને, લાગશે સદ્ય એવું;
મનુષ મન વિચારી, એમ જે જ્ઞાન જાણે;
સરવ જન વખાણી, સંત તેને પ્રમાણે.

**कानीफ**--ભક્તકોણ ?

**गोरक्षनाथ**-- **માલિની.**

નિયમિત પ્રભુઆજ્ઞા, માનિયે એજ ભક્તી;
જુઠણુ તિલક તાણે, ડોળની તેજ યુકતી;
પ્રભુપ્રીતિ મન રાખી, નીતિજે ચિત્ત સ્થાપે;
ગુણિજન સહુ તેને, ભક્તનું નામ આપે.

**कानीफ**--ધર્મનું મૂળ શું ?

**गोरक्षनाथ**— **દોહરો.**

અવર સર્વ પાખંડછે, ગ્રહે કરી જન ભૂલ;
દયા દાનને દીનતા, એજ ધર્મનું મૂલ.

**कानीफ**--ચાંડાળ કોણ ?

**गोरक्षनाथ**-- **માલિની.**

હરિ હરિ મુખ બોલી, કૃત્ય કુડાં કરેછે;
પરધન પરદારા, પ્રેમથી જે હરેછે;
રમિ કપટની બાજી, ચાલતો ભક્તડોલે;
અધમ નર ગણાએ, એહ ચાંડાળ તોલે.

**कानीफ**—વાહ ! ઉત્તર તો બહુ ઉત્તમ આપ્યા. વારૂ કંઈ ક્રિયા જાણોછો ?

**गोरक्षनाथ**--ક્રિયામાં મારા ગુરૂથી કોણ અધિક છે ? જુવો. ગુરૂપ્રતાપે પાપનું શું પરીણામ થાયછે તે પ્રત્યક્ષ દેખાડું. ( ગોરક્ષ પોતાની પાસનો દંડ નેપથ્ય ભણી ફેરવેછે. ભયંકર અંધકાર થાયછે, યમપુરીમાં રૌરવ નામનું નરક દેખાયછે. જેની ચારે બાજુએ ચાર વિકાળ યમદુતો લોહદંડ લઇને ઉભા છે. આજુબાજુ સિંહ, વિષધર સાપ, વીંછુ અને તીક્ષણ ચંચુવાળા ગીધ કુંડભણી દૃષ્ટિ કરી બેઠાછે.)

**एक पापी प्राणी**—( કુંડમાંથી ડોકું બ્હાર કાહાડીને ) અરેરે ! આ મારી કેવી ગતી ! હું કોણ હતો ? બીજાં પ્રાણીઓને અહીંઆ આવતાં અટકાવી સ્વર્ગે મોકલનાર ધર્મગુરૂ ! અરે ! તે હું આ રૈરવ નરકમાં વલખાં મારૂંછું ! જે વેલા ઈશ્વર પ્રમાણે મારૂં માન હતું, હજારો સેવકો તારણની આશાએ મારે શરણે આવતા—અને જ્ઞાની થઈ ધર્મ માર્ગે જવાની ઈચ્છાએ મને ભોમીઆ તરીકે માનતા—અરેરે ! તેનાજ નેત્રો ઉપર મેં અજ્ઞાનરૂપી અંધકારના પડદા નાંખી તેને કુમાર્ગે ચડાવ્યા ! શાન્તમય એવા ઈશ્વર, તેનું પદ પામવા જનારાઓને પ્રપંચની જાળમાં ફસાવવા મેં કેટલા પાખંડ ચલાવ્યા—હાય ! હાય ! મારાં દુષ્કર્મો કેટલાં કહું-રે-

**१ लो यमदूत**—ઓ પાપના પોષણથી પુષ્ટ થયલા પાપી પ્રાણી ! હવે આ તારો પશ્ચાત્તાપ નિષ્ફલ છે. જે વેલા ઈશ્વરે તને ધર્મ રક્ષક ઠરાવ્યો હતો અને તેં શાસ્ત્રમાં જોયું હશે કે તારૂં કર્ત્તવ્ય શું હતું, એમછતાં તે પ્રમાણે ન ચાલ્યો તો હવે પસ્તાવો શા કામનો ? પાપી જા અંદર. તને નિશ્ચિતે એક શ્વાસ પણ ન લેવા દેવો એવી યમદેવે આજ્ઞા કરીછે.

( લોહદંડ મસ્તકમાં મારેછે, સર્પદંશ કરેછે, વીંછુ કરડેછે, સિંહ પીઠમાં પંજો મારેછે, ગીધ આંખ્યોમાં ચંચુપ્રહાર કરેછે. )

**प्राणी**—હાય ! હાય ! મારાં પાપ ! તારી વેદના હું શીરીતે વેઠું ? ( ભયંકર ચીશ પાડી નરકમાં ડુબકી મારેછે. જેમાં રહેલા તરેહવાર જંતુઓ ચટકા લેછે. તેથી પાછો ઉપર આવેછે. )

**गोरक्षनाथ**—( પાછો દંડ ફેરવેછે સર્વે અદૃશ્ય થઈ જાયછે )

**कानीफ**—ધન્યછે ગોરક્ષનાથ. જેમ તમે નાસ્તિકોને મલતું નરકનું દુઃખ દર્શાવ્યું, તેમ હું આસ્તિકોને મલતું સ્વર્ગનું સુખ દેખાડું. ( કમંડલમાંથી જલની અંજલી ભરી, મંત્રીને નેપથ્ય ભણી છાંટેછે. અલૌકિક પ્રકાશ થાયછે. વૈકુંઠમાં એક મણિમય મ્હેલ દેખાયછે. જેમાં એક સ્ફટિક મણિના હીંડોળા ઉપર વિષ્ણુ પોઢેલાછે. લક્ષ્મીજી ચરણ તળાંસેછે. આજુબાજુ દેવતાઓ માનસિક સ્તુતિ કરતા કરજોડી ઉભાછે. )

**विष्णुदूत**—( એક પુણ્યશાળી પ્રાણીને વિમાનમાં બેસાડીને લાવીને વિષ્ણુપ્રત્યે )

**નારાચ છંદ.**

પરોપકાર વિશ્વમાં અનેક રીતના કર્યા,
દયા ધરિ ઉરે અપાર, કષ્ટ દીનનાં હર્યા;
સુધર્મ પાળી સૃષ્ટિમાં વધારી પૂર્ણ નામના,
પુરો દયાલુ દાસ જાણી આપ તેનિ કામના.

**विष्णु**—( એકદમ જાગૃત થાયછે. વિમાનમાં બેસીને આવેલો પ્રાણી ચરણકમલમાં મસ્તક ધરેછે તેનો કરગ્રહી ઉઠાડતાં.) અહો વત્સ ! સ્વસ્થપણે સ્વર્ગમાં નિવાસ કર.

**कानीफ**—( પાછી અંજલી છાંટેછે સર્વે અદૃશ્ય થાયછે. )

**गोरक्षनाथ**—તમારા ગુરૂ ક્રિયામાં ઉતરે એમ નથી, તથાપી મારા ગુરૂની ક્રિયા તો અલૌકિક છે.

**कानीफ**—પણ તે હવે ભ્રષ્ટ થઈ હશે.

**गोरक्षनाथ**—ભ્રષ્ટ થઈ હશે ? ગોપીચંદની હયશાળાના કુવામાં માથે લાદ અને કચરાનો બોજો લઈને આસન મારી બેઠેલા તમારા ગુરૂ જાલંદરની થઈ હોય તો કોણ જાણે ! જઈને તલાસ તો કરો.

**कानीफ**—એમ થવાનું કારણ ?

**गोरक्षनाथ**—ગોપીચંદ.

**कानीफ**—(ખેદયુક્ત હસીને) એમજ હોય તો આપણ બંને સરખા.

**गोरक्षनाथ**—(વ્યગ્ર થઈને) કેમ ? શાથી ?

**कानीफ**—આપના ગુરૂ મચ્છેંદ્રનાથ ત્રિયા રાજ્યની રાણી કામકળાના પ્રેમને આધીન થયા તેથી.

**गोरक्षनाथ**—અરે કાનીફ ! આ શું આશ્ચર્યકારક યોગ? ત્યારે જરાપણ વખત ન ગુમાવતાં સ્વગુરૂની શોધમાં પડવું એજ ઉત્તમછે.

**कानीफ**—ખરૂંછે, ( જતાં જતાં ) આદેશ ગોરક્ષનાથ આદેશ.

**गोरक्षनाथ**—આદેશ કાનીફ આદેશ. (બીજા પણ એક બીજાને આદેશ કરેછે. બેઉ પક્ષના જુદેજુદે રસ્તેથી નીકલી જાયછે.)

---

# પ્રવેશ ૫ મો.

## સ્થલ—મેહેલ.

### મૈનાવતી, ગોપીચંદ, પછીથી કાનીફ અને તેના સંગીઓ.

(મૈનાવતી ઉદાસ બેઠેલી દેખાયછે)

**गोपीचंद**—(પ્રવેશ કરીને) માતુશ્રી વંદન કરૂંછું.

**मैनावती**—ચિરંજીવ. (સામું જોઇ) કોણ પુત્ર ગોપીચંદ ?

**गोपीचंद**—હા માતુશ્રી ! આપ આમ ઉદાસ કેમ ?

**मैनावती**—તારેજ માટે પુત્ર.

**गोपीचंद**—શું મારાથી આપનો કંઈ અપરાધ થયો ? ગઈ કાલે પણ આપ સજળ નેત્રે ગોખમાં બેઠેલાં જણાયાં હતાં. એવો તે મારાથી શો અપરાધ થયો ?

**मैनावती**—અપરાધ ? પુત્ર તારો અપરાધ લેશ પણ નથી.

**ગોપીચંદ**—ત્યારે કોનો ? મારી સ્ત્રીઓનો, દરબારીઓનો કે રૈયતનો ? એમાંનાં કોઈએ પણ આપનો અપરાધ કર્યો હોય, તેનું નામ સત્વર કહો. પછી તે ગમે તેવું મને પ્રીય હશે તોપણ આજ ક્ષણે તેનો નાશ કરીશ.

**મૈનાવતી**—પુત્ર જે નાશવંતછે તેનો નાશ કરવો તેમાં નવાઈ શી ? પરંતુ નાશવંત અમર શી રીતે થાય એજ વિચારમાં રાતદિવસ હું ઉદાસીન રહ્યા કરૂંછું.

**ગોપીચંદ**—માતાજી મને વધારે અધીર ના કરો. આપનાં આવાં માર્મિક વચન હું જરાપણ સમજી શકતો નથી. નાશવંત શું ? અમર શું ?

**મૈનાવતી**— રાગ—મલ્હાર.

સુણ મમ તન તું સ્નેહ ધરી, યોગ મનુષને અમર કરેછે—ટેક.
ગુરૂપ્રતાપે જ્ઞાની થઈને, પ્રભુનામ તું લે સમરી;
નાશવંત સંસાર માનીને, શમદમથી જા વિશ્વ તરી—યોગ.
સ્વાર્થરૂપ સંસાર મળ્યોછે, કપટ બુદ્ધિ ઘટમાંહિ ભરી;
સ્વાર્થ લગી સહુ સ્નેહી રહેછે, સ્વાર્થ સર્યો કે જન્મઅરી—યોગ.
મિથ્યા કાયા મિથ્યા માયા, સત્ય ગણે કયમ ભુલ કરી ?
યોગ ગ્રહી થા અમરપુત્ર તું, મળે ન તન આ ફરી ફરી—યોગ.

**ગોપીચંદ**—(પશ્ચાતાપ કરીને સ્વગત) અરે ! આ હું શું સાંભળુંછું ! આ પ્રમાણે મોહથી મુક્ત થયલું મન, અનીતિને ઉત્તેજન આપે ? નહીં, નહીં. આમાં કંઈ પણ ભેદછે. (પ્રસિદ્ધ) માતાજી ! આપના મુખથી નીકળતા અમૃતથી પણ અધિક એવા ઉપદેશક વચનનું પાન કરી હું બહુ શાન્ત થયોછું. આપને આ ઉપદેશ કોણે કર્યો ?

**મૈનાવતી**—ગુરૂ જાલંદરે. પુત્ર ! મારા ગુરૂથી તું અજાણછે ?

**ગોપીચંદ**—(શોકાગ્રસ્ત) અરેરે ! મેં ખોટી શંકાથી કેવો અનર્થ કર્યો ? ઓ પ્રભુ ! મારા પાપની મને ક્ષમા કર. માતા—માતા હું તારો અપરાધી છું. (મુર્છિત થઈને ચરણમાં પડેછે)

**મૈનાવતી**—(તેને સાવધ કરીને) પુત્ર નામને શોભા આપનાર ! આજ્ઞાપાળક ! માતૃભક્ત ! તે માતાનો અપરાધ કરે ? હું કેમ માનું ?

**ગોપીચંદ**—હા. એમજછે. તમારા પ્રત્યેના મારા પ્રેમેજ મને અપરાધી કર્યો. આપનું મન દુખાશે એમ ધારીને ન પુછતાં સાહસ કર્મ કરી હું વધારે દુઃખનું કારણ થયો.

**મૈનાવતી**—પણ થયું શું ? મારા જીવન ! મને કહે.

**ગોપીચંદ**—અરેરે ! જે વાત જે વખત કહેવી જોઈએ, તે વખત ન કહી, તો પછી કહેવાથી શું લાભ ? અરે ! કેવી દુર્ગુણી દુનિયા નિદ્રાને આધીન

થઇછે! ધિક્કારછે તને નિર્દોષનો નાશ કરનાર નરકની બેન એવી ઓ નિંદા! તેં તારા ભાઈના રાજ્યમાં વૃદ્ધિ કરવા કેટલાક સેવકોને દીક્ષા આપી-છે? પરમપવિત્ર પરમાત્માના પદને પમાડનાર એવી પ્રીયકર પરેશની નિંદા, તેનો ત્યાગ કરી જે જન્મમરણથી ટાળે એવી જીવ્હાને ઓ નિંદા-ના ભક્તો! તમારા અંતઃકરણમાં ઉત્પન્ન થયલા પાપના અંકુરની વૃદ્ધિ કરવા નિર્દોષીને દુષણ લગાડી સ્વકપોળ કલ્પનાઓથી કાં ભ્રષ્ટ કરોછો? અજ્ઞાનરૂપી અંધકારમાં ગોથાં ખાનાર નિંદકો! તમને તમારી ભક્તિનું ફૂલ આજદિનસુધી શું મલ્યું, મલેછે અને મલશે? એ સૂર્ય પ્રમાણે પ્રકાશિત છતાં કેમ અંધ થઈ પોતે પાપરૂપી કૂપમાં પડી બી-જાંઓને પણ પાડોછો? (નેપથ્યમાંથી અવાજ આવેછે.)

ક્યાંછે ચાંડાલ ગોપીચંદ? પાપનો પોટલો માથે લઈ કયાં સંતાયોછે?

**गोपीचंद**—(ભયભીત થઈને) અરે કોણ જાલંદર? મારી કરણીનું ફળ આપવા આવેછે? (મુર્છિત થાયછે, મૈનાવતી ભયથી કંપેછે.)

**कानीफ**—(પોતાના સંગીઓ સહીત પ્રવેશ કરીને અત્યંત ક્રોધથી) કયાં ગયો ગુરૂ-ઘાતક પાપી દુરાત્મા!

**मैनावती**—ક્ષમા કરો મહારાજ ક્ષમાકરો. (ચરણમાં પડેછે.)

**कानीफ**—તું કોણ? શામાટે ચરણમાં પડેછે? ગોપીચંદ ક્યાંછે?

**मैनावती**—(હાથ જોડીને) મહારાજ, ગોપીચંદનું શું કામછે? હુંજ તેની માતા ગુરૂ જાલંદરની શિષ્યા એવી મૈનાવતી. જે આજ્ઞા હોય તે કહો.

**कानीफ**—શું તને મારા ગુરૂ જાલંદરે દીક્ષા દીધી? અને તેના બદલામાં તારા પુત્ર ગોપીચંદે ગુરૂ જાલંદરને હયશાળાના કુવામાં નાંખી તેનાપર લાદ અને કચરો ભર્યો?

**मैनावती**—બેટા ગોપીચંદ! આ કેવું પાપ!! ગુરૂ જાલંદરનાથ— (મુર્છા ખાઈને પડેછે.)

**कानीफ**—(મૈનાવતીને કમંડળમાંથી શીતળ પાણી છાંટી સાવધ કરેછે.)

**गोपीचंद**—(સાવધ થઈને કાનીફ તથા મૈનાવતીની પાસે જઈને) માતા! હું નિર્દોષ છું. (કાનીફને) યોગીરાજ! ગુરૂ જાલંદર અને મારી માતા મૈનાવતી વિષે હું નગરના લોકોથી તરેહવાર કથન સાંભળવા લાગ્યો. ચઊટે અને ચકલે દરેક માણસના મુખથી એજ વાત નીકલતી હતી. આ દુર્વાણી ખરીછે કે નહીં, તેની પુરતી તપાસ કરવા મેં મારો ગુપ્ત હેર મોકલ્યો હતો; તે હેરે આવી મને ખબર આપીકે, "મૈનાવતી અને જા-

લંદર વારંવાર એકાંતમાં પોહોરના પોહોર સુધી રહેછે" જે ઉપરથી મેં શંકાને ખરી માની, ક્રોધના આવેશમાં આ ઘોર કૃત્ય કર્યું !

(ઉદાસ થાયછે.)

**कानीफ**—દુર્બુદ્ધિ ગોપીચંદ ! હવે મિથ્યા પશ્ચાત્તાપ શામાટે કરેછે ?

**गोपीचंद**—હું પુરો હિણભાગી! અરેરે ! મારા મનમાં પ્રથમથીજ સારો વિચાર કેમ ન આવ્યો ? મહારાજ ! હું આપને શરણે આવ્યોછું. મારા થયલા અપરાધની મને ક્ષમા કરો અને આ પાપમાંથી બચવાનો કૃપા કરીને માર્ગ બતાવો. હું આપની આજ્ઞા પ્રમાણે વરતવાને તૈયાર છું.

**कानीफ**—તું મારે શરણે આવ્યો એમ જાણી હું તને ક્ષમા કરૂંછું. બોલ. ગુરૂને આ સ્થીતિએ પહોંચાડવાને કેટલા દિવસ થયા ?

**गोपीचंद**—મહારાજ ! આજ ચાર દિવસ થયા.

**कानीफ**—ત્યારે તો ભાગ્યશાળી. કેમકે આ રૂતુમાં ગુરૂમહારાજ પાંચ દિવસનીજ સમાધી લેછે. જો આજ હું ન આવી પહોંચ્યો હોત, તો ગુરૂ સમાધીથી મુક્ત થઈ, કોણ જાણે તારી કેવી દુર્દશા કરત.

**मैनावती**—સત્ય કહ્યું મહારાજ. ગુરૂ જાલંદરનાથ એવાજ પ્રતાપીછે, પણ આપ જયારે ખરે પ્રસંગે પધાર્યા, ત્યારે તો મારી ઉપર અનુગ્રહ કરી અજ્ઞાન એવા આ બાળકને આપ પુત્ર પ્રમાણે ગણી ગુરૂમહારાજ અપરાધની ક્ષમા કરે એવો ઉપાય સુચવશો.

**कानीफ**—કાંઇ ચિન્તા નહીં ભગિની. તારો પુત્ર નિર્ભય થાય એમજ કરીશ. ચાલો. ( સર્વે જાયછે )

---

# પ્રવેશ ૬ ઠો.

## સ્થળ– હયશાળા.

કાનીફ, ગોપીચંદ, મૈનાવતી, જાલંદર અને બીજા જોગીઓ.

( જે કુવામાં જાલંદરને ઉતાર્યોછે, તેની આસપાસ કાનીફ, મૈનાવતી અને ગોપીચંદ ઉભેલા દેખાયછે. બીજા જોગીઓ એક બાજુ ઉભાછે. લોહનું, રૂપાનું અને સોનાનું એવાં ત્રણ પુતલાં પાસે રાખેલાંછે. )

**कानीफ**—( ધ્યાનધરીને ઉભો હતો તે એકાએક ચમકીને ) બેટા ! ગોપીચંદ ! તૈયાર થા. હવે ઢીલકરવાનો સમય નથી. ગુરૂમહારાજ જાગૃત થયાછે. માટે પ્રથમ લોહનું પુતળું કુવાના કિનારા ઉપર મુકી જરા પાછલ રહી આદેશ કર.

**गोपीचंद**—( લોહનું પુતળું કીનારે મુકીને ) આદેશ ગુરૂમહારાજ આદેશ.

**जालंदर**—( અંદરથી ) કોણ ?

**गोपीचंद**—ગૌડબંગાલનો રાજા ગોપીચંદ આપનું શરણ ઈચ્છેછે.

**जालंदर**—દુરાત્મા બલીને ભસ્મથા.

( પુતળું બલીને ખાખ થાયછે, તે જોઈને ગોપીચંદ ભય પામેછે. )

**कानीफ**—ગોપીચંદ ! ભયકેમ પામેછે ? લે રૂપાનું પુતળું. કિનારે મુકી આદેશ કર.

**गोपीचंद**—( તેમ કરીને ) આદેશ ગુરૂમહારાજ આદેશ.

**जालंदर**—( અંદરથી ) કોણ ?

**गोपीचंद**—સુંદર શેહેરના રાજા ત્રીલોકચંદનો પુત્ર ગોપીચંદ આપથી તારણ ઈચ્છેછે.

**जालंदर**—પાપી ! તારો નાશ થાઓ.

( પુતળું બળી જાયછે, ગોપીચંદ વિશેષ ભયપામી ચીન્તાતુર થઈ દૂર ઉભો રહેછે. )

**कानीफ**—નિર્ભય રહે ગોપીચંદ ! કંઈ ચીન્તા નાકર. લે સુવર્ણની પ્રતીમા આદેશ કર.

**गोपीचंद**—( તેમ કરીને ) આદેશ ગુરૂમહારાજ આદેશ.

**जालंदर**—( અંદરથી ) કોણ ?

**गोपीचंद**—મૈનાવતીનો પુત્ર ગોપીચંદ આપના ચરણમાં શીશ ધરેછે.

**जालंदर**—(અંદરથી) અજ્ઞાની તારો લય થાઓ. (પુતળું બળી જાયછે.)

**गोपीचंद**—(ભયથી વ્યાકુળ થઇ કાનીફને) ત્રાહિ ! ત્રાહિ ! રક્ષણ કરો. (ચરણમાં પડેછે.)

**कानीफ**—( ગોપીચંદનો હાથ ઝાલી ઉભો કરીને ) ગોપીચંદ ! વ્યાકુળ ન થા. શું તને બચાવવાનું મેં વચન નથી આપ્યું ? અવિશ્વાસુ કેમ થયો ? કર આદેશ. ( મસ્તક ઉપર હાથ ફેરવેછે. )

**गोपीचंद**—મહારાજ મને અત્યંત ભય લાગેછે, તથાપી આપની આજ્ઞા પ્રમાણે કરૂંછું. (કિનારાપાસે જઈને ) આદેશ ગુરૂમહારાજ આદેશ.

**जालंदर**—(અંદરથી) કોણ ?

**गोपीचंद**—અજ્ઞાનરૂપી અંધકારમાં ઘેરાયલો આપના ચરણકમળનો દાસ ગોપીચંદ.

**जालंदर**—(અંદરથી સ્વગત) ત્રણ ત્રણ વાર શાપ આપવા છતાં બચ્યો, તેથી હું ધારૂંછું કે, મારા શિષ્યવર્ગમાંના કોઇને પણ એ શરણે ગયો હશે. (પ્રસિદ્ધ) અમર હો બેટા ગોપીચંદ તારી કાયા અમર રહો.

**जालंदर**—(એકદમ પોતાની મેળે બહાર આવી આસનપર બીરાજમાન થયલા દેખાયછે)

**कानीफ**—ગુરૂમહારાજ! ઘણા દિવસથી આપના દર્શનનો અભિલાષી શિષ્ય આદેશ કરેછે.

**मैनावती**—તેમજ હું આપને ચરણે નમુંછું. (સંગીઓ પણ નમેછે.)

**गोपीचंद**—(ગુરૂ ચરણમાં સાષ્ટાંગ પડીને) ગુરૂમહારાજ! આ વિશ્વના વિચિત્ર મનુષ્યોથી ત્રાસ પામી તારણ અર્થે આપના મુખથી ઉપદેશ લઈ અરણ્યમાં વાસ કરવા ઈચ્છુંછું.

**जालंदर**—બેટા—ગોપીચંદ, ગૌડબંગાલ જેવું મહાન રાજ્ય, બારસો રાણીઓ, સોળસો સાહેલીઓ, મણીમય મંદીરમાં નિવાસ, અનેક જાતના સ્વાદિષ્ટ ભોજન, અત્યંત સુવાસિત પુષ્પોના બાગ, મુક્તા રત્નથી ભુષિત વસ્ત્રાલંકાર એ સર્વેનો ત્યાગ કરી વનમાં વસવું અશક્યછે. માટે ઉઠ, અને જા; તારૂં રાજ્ય સંભાલ.

**गोपीचंद**—જ્યાં સુધી આપ મારી ઇચ્છિા પૂર્ણ નહીં કરો ત્યાંસુધી હું આપના ચરણ છોડનાર નથી. વીરનું વચન એકજ હોયછે. જે સદ્વિચારે એકવાર અંતરમાં પ્રવેશ કર્યો તેનો સહજ સુખ માટે ત્યાગ કરવો એના જેવું અકાર્ય એકે નહીં.

**मैनावती**—મહારાજ! મારા પુત્રનો પ્રેમ આપે પૂર્ણ કરવો જોઈએ.

**कानीफ**—નિશંક. ગોપીચંદ આપના ઉપદેશનો અધિકારી થવાને યોગ્યછે.

**जालंदर**—ગોપીચંદ તારો પ્રેમ યોગમાં પુર્ણ છે?

**गोपीचंद**—ત્યારે શું મહારાજ જે હું આ બોલ્યો તે મિથ્યા!

**जालंदर**—ધન્યછે તારી દ્રઢતાને. ઉઠ પાસે આવ.

( ગોપીચંદ પાસે જઈને નમેછે, જાલંદર કાનમાં કંઈ કહેછે. કાનીફ અને મૈનાવતી આશિષ દેછે. )

---

## પ્રવેશ ૭ મો.

### સ્થળ—રસ્તો.

**विदूषक**—( ગાતો ગાતો પ્રવેશ કરેછે. )

( આફ આલ્ડ લૅાંગસેન ) એક ઇંગ્રેજી રાગ.

ગોપીચંદ તો જોગી થયા હવે, થશે આપણું કામ;
તેની જોડે કરી મિત્રતા, ફરશું ગામેગામ —ટેક.
જાલંદરને ભુખ લાગેતો, તરત ધરેછે ધ્યાન;

નથી આવડતું ધ્યાન આપણે, ભોજનનું એક ભાન–ગોપીચંદ.
માટે એવા સાધુસાથે, વસવામાં નહીં સાર;
ગમે તેમપણ રાજ્ય દેહ આ, કરશું મોજ અપાર—ગોપીચંદ.
અવગુણ ગાયા ભગવાના પણ, છે ભગવામાં સૂખ;
સુંદર વનમાં લ્હેર કરીશું, લગાર જ્યાં નહીં દૂખ–ગોપીચંદ.
નિર્મળ જળના ઝરણાં ટપકે, તરૂવરનો નહીંપાર;
પંખી મધુરાં ગાયન ગાતાં, પવન વાય સુખકાર–ગોપીચંદ.
ઘરમાંડી બેઠા હઈએતો, ચીન્તા થાય હજાર;
નારી, બાળક સૌ સંતાપે, દશખાંડીનો ભાર–ગોપીચંદ.
એથી આપણે જંગલ સારૂં લાખગણું આવાર;
રંગ રમીશું મોજ કરીશું, ચાલ બનું તૈયાર—ગોપીચંદ.

( જાયછે. )

---

# પ્રવેશ ૮ મો.

## સ્થળ—સુલક્ષણાનો રંગમેહેલ.

### સુલક્ષણા, રસિકમાલતી, કુમુદા, ગોપીચંદ અને દાસી.

( ગોપીચંદની પટરાણીઓ હીંડોલે વાતચીત કરતી હીંચકેછે. )

**गोपीचंद**—( યોગીના વેષમાં ચોકમાં આવીને ) અહઃલ્લક.

**सुलक्षणा**—( ચકિત થઇને ) જા દાસી ! જા જોતો. આવો બેશરમ યોગી કોણછે ? કે એકદમ અમર્યાદથી અંતઃપુરમાં દોડયો આવેછે.

**दासी**—જેવી આજ્ઞા. ( ગોપીચંદની પાસે જઈને ) ઓ બાવા બેશર— ( તેને ઓળખીને ચમકેછે ) કોણ ? રાજા ગોપીચંદ ! યોગીના વેષમાં ? આ-શી નવાઈ ? ચાલ જઈને બાઈ સાહેબને કઉં. ( ઉતાવળી ચાલથી રાણી-ઓ પાસે જઇને વિહ્‌વલપણે ) બ–બ–બ બાઈ જ–જ–જ રાજા ર–ર–ર યોગી.

**रसिकमालती**—નિર્લજ એ તું શું બકેછે? ર–રને બ–બને જ–જ એશું ?

**दासी**—( ગોપીચંદ ભણી આંગલી કરીને ) આ–રાજા.

**सुलक्षणा**—યોગીના વેષમાં !

**रसिकमालती**—હોય નહીં.

**दासी**—જુવો, જુવો.

**गोपीचंद**—ભિક્ષા નહીં મલે ? યોગી જાય ?

**कुमुदा**—અરેરે ! એજ સ્વર.

( સર્વે વ્યાકુલ થઈ પાસે દોડી જાયછે. સુલક્ષણાં સ્તબ્ધ બની રાજા સામું જોયા કરેછે. રસિકમાલતી મુર્છિત થઈ પડી જાયછે. )

**कुमुदा**—( વ્યગ્ર ચિત્તે ) કોણ પ્રાણનાથ ?

**गोपीचंद**—એક વેળા હતો પણ હવે તો યોગી. ભિક્ષા અર્થે આવ્યોછે.

**कुमुदा**--શું પ્રાણનાથ જોગી ! ( મુર્છિત થઈને પડેછે. )

**सुलक्षणा**--એમ કહી શું આપ અમારા પ્રેમની પરીક્ષા કરવા માગોછો ? ખરૂં કહો. વધારે વ્યાકુળ ના કરો. વિપરિત થશે.

**गोपीचंद**—શાન્તથાઓ સુંદરીઓ ! જેણે પ્રેમનેજ ખોટો માન્યો તે પ્રેમની પરીક્ષા શામાટે કરે ?

( રસિકમાલતી અને કુમુદા સાવધ થાયછે )

**सुलक्षणा**—ત્યારે મહારાજ આપ આ વેષમાં કેમ ?

**गोपीचंद**— ( જનનિ જીવોરે ગોપીચંદની ) એ–રાગ.

મિથ્યા જગત આ જાણીને, ગ્રહ્યો જ્ઞાનોપદેશજી;
રાગ દ્વેષાદિ ત્યાગીને, ધર્યો યોગીનો વેષજી—
સાંભલ રાણી સુલક્ષણા.

**सुलक्षणा**— પ્રેમ લગાડી પીયુ કયાં જશો, અમો અબળા જાતજી;
ત્રાસદાયક વેણ આ સુણી, અંતર થાય ઉતપાતજી–
વેષ ઉતારો રાજા યોગીનો.

**गोपीचंद**-- સ્નેહની લેહતો સત્યછે, અવિનાશની સંગજી;
તેને છોડી રામારંગમાં, રાખે કોણ ઉમંગજી–
સાંભલ રાણી સુલક્ષણા.

**रसिकमालती**— નિર્દોષ નારિને ત્યાગતાં, લાગે પાપ અપારજી;
ગૃહસ્થાશ્રમીને યોગીનો, નથી લેશ અધિકારજી–
વેષ ઉતારો રાજા યોગીનો.

**गोपीचंद**— દોષ રહિત એક દેવછે, જુઠો જગનો વ્યવહારજી;
સત્ય મારગ મળ્યે છોડવો, ગૃહસ્થાશ્રમનો પ્યારજી–
સુણો પ્રિયા રસિકમાલતી.

**कुमुदा**— દયા ધરો પીયુ અંતરે, હું લઘુ વયની નારજી;
પાણીગ્રહણ કરી પ્રીતથી, કરો કયમ નિરાધારજી–
વેષ ઉતારો રાજા યોગીનો.

**गोपीचंद**— મોહ ધરો નહીં માનુની, મૃગજલનો આભાસજી;
મગ્ન બની પ્રભુ સ્તવનનો, માનો શ્રેષ્ઠ વિલાસજી–
સુણરે કુમુદા બાળા વેષની.

**रसिकमालती**—અરેરે ! દયાળુ પતિ ! અમારી નહીં તો આપની પુત્ર પ્રમાણે પાળેલી પ્રેમી પ્રજા, જે સર્વદા આપના અપક્ષન્યાયથી આનંદ પામેછે, તેની દયા તો અંતરમાં લાવો. પરમ કૃપાળુ પરમેશ્વરે જેઓનું રક્ષણ કરવા આપને નીમેલા છે, તેઓનો ત્યાગ કરવાથી વિશ્વનાથના અપરાધી નહીં ઠરો ?

**गोपीचंद**—　　લાવણી.

છે નાથ કલા ન્યારી, ગણ્યો મેં યોગ શ્રેયકારી—ટેક.
પ્રભુ પાલેછે સર્વ પ્રાણીને, અરે હું તે કોણ માત્ર ?

**सुलक्षणा**—વિભુ અંશ નૃપ ગાત્ર.

**रसिकमालती**—ધર્મછે ક્ષાત્ર.

**गोपीचंद**—યોગને પાત્ર—છે નાથ.

**सुलक्षणा**—સકલ નરેશો યોગિ થાયજો, તરછોડી નિજનાર.

**रसिकमालती**—કદી ન પામે પાર.

**कुमुदा**—કંથ વિચાર.

**गोपीचंद**—પ્રભુમાં પ્યાર—

છે નાથ કલા ન્યારી, મને તું ભિક્ષા દે પ્યારી.

**सुलक्षणा**—ત્યારે શું આ પ્રમાણે અમને તજી જવાનો આપે નિશ્ચય કર્યો ? રે ! જો એમજ હોય તો અમે પણ આપની સાથે સંસારનો ત્યાગ કરી આવવાને તૈયાર છીએ.

**गोपीचंद**—સ્ત્રીઓને જો સાથે રાખીને યોગ પળાતો હોય, તો રાજ્ય તજવાની જરૂર શી ? આપવી હોય તો આપ ભિક્ષા. નહિતો એમજ જવાનો. કેમકે યોગિઓએ સ્ત્રીમુખનું અવલોકન કરવું એ પણ ઉચિત નથી. હું તો માત્ર ગુરૂઆજ્ઞાથી આવ્યોછું.

**सुलक्षणा**—આપ આવા કઠોર-હૃદયના ક્યારે હતા ? ક્ષણ એક અમને ન જોતાં તો આપનું ચિત્ત ઉદાસ રહેતું. એવા આપના કોમળ અંતઃકરણને અવળા ઉપદેશથી વજ્રમય કરવાને કયો દુષ્ટ શક્તિવાન થયો ? અરેરે ! અમે એનો એવો તે શું અપરાધ કર્યો હશે ! કે આ સમયે તેણે શત્રુતાનું કામ સાર્યું ! પ્રાણનાથ ! આ પ્રમાણે કરવું આપને ઘટતું નથી. અમારૂં સૌભાગ્ય આપનાથીજ છે. ચંદ્ર વિના જેમ રાત્રી શોભતી નથી તેમ પ્રીતમવિના પ્યારી શોભતી નથી. (બતાવીને) આ કુમુદાએ હજી હાથથી કંકણ પણ છોડયું નથી ! અરે ! તમે એની તો કંઇ દયા આણો ! પીયુ ! આપ આમ નિર્દય શું થઈ બેઠાછો ? શું આપ પતિપ્રિયાના વિયોગથી અજાણછો ?

**ગોપીચંદ**—સુલક્ષણા ! મિથ્યા આગ્રહ જવાદે. ભીક્ષા આપ કે મારા ગુરૂને જઈ મલું.

**કુમુદા**—અરેરે મારા હૈયાના હાર ! શુન્ય-હૃદયના કેમ થયા ! તમારા વિના હું શીરીતે જીવીશ ! આ ચકોરને ચંદ્રપ્રમાણે સ્નેહ લગાડી હવે તે તોડશો તો મારા પ્રાણ શી રીતે રહેશે ! રે નાથ ! તું ભ્રમરવિના આ મુખકમળ કરમાઈ જશે ! ઓ મારા પ્રાણના પ્રાણ નમેરા ન થા ! તારાવિના હું ક્યાં રહું ! કોની પ્રાર્થના કરૂં ! ! કોને શરણે જાઊં ! ! ! અરે ! આપના પ્રેમરૂપી પ્રકાશવિના હું અંધ થઇશ ! સરવે દિશાઓ શુન્ય થશે ! ! જીવતર નિષ્ફળ જશે ! ! ! હાય ! હાય ! પ્રેમયુક્ત મધુર વાણીથી મને કોણ બોલાવશે ? નાથ ! મારા અંતરમાં લાગેલી નિરાશાની આગ આ હૃદય ચીરીને જોકે તને પ્રતીત આવે. ( જરા શાન્ત થઈને. )

**જોગીઓ આશાવરી.**

ઉતાર યોગી વેષ, રે ! પ્રાણેશ નમેરા;
કરગ્રહીને છોડાયના, વિચારિ જો પ્યારા—ટેક.
બાળવેશે આપછો, અરધાંગનાઓ તેમ;
અરધાંગે તમે ક્યાં જશો ! થઈ અરધાંગથી ન્યારા—ઉતાર.
રે ! સમક્ષ તું છતાં, આવી બની ગતી;
તો પછી વિરહાનળે, થશે હાલશું મારા—ઉતાર.
કીરતી કોટ તોડીને, વસાય કેમ વન !
રે ! નથી એ ઘટતું તને, અમ નેણના તારા—ઉતાર.
સામું શું જોયાકરો ! કંઈ દયા રાખો મન !
દયાવિના ક્યમ ચાલશે, રે ! ધર્મના ધારા—ઉતાર.

**ગોપીચંદ**—( સ્વગત ) મારા વિવેકને વિસરાવે એવા આ દીનવચનો વધારે વખત ન સાંભલતાં અહીંથી ચાલી જવું એજ ઉત્તમ. ( જવા માંડેછે. )

**કુમુદા**—( પાલવ પકડીને ) પ્રેમામૃતનું પાન કરાવનાર પ્રીયપતી ! આપ આવા નિર્દય ક્યારે હતા ? અરે હું તને નહીં જવા દઉં ! ક્યાં ગયો તારો પ્રેમ ? તારે માટે દુખી થતી દીન દાસીતરફ એક વેલાતો પ્રેમ દૃષ્ટિએ અવલોકન કરી મધુર વચને બોલાવ ! ( ગોપીચંદ પાલવ છોડવવા યત્ન કરેછે ) રે પ્રાણ ! આવો પરીતાપ પામતા પણ આ પાપી પંડમાં કેમ પડી રહ્યોછે ! હવે તારે રહીને શું સુખ લેવુંછે ! ( ગોપીચંદને ) હાય ! હાય ! તું તજી જાયતો પછી મારે માતાનું શું કામ ! પિતાનું શું પ્રયોજન ! સ્નેહીઓથી શું ફલ ! શું કામનું રાજ ! શું કામનો વૈભવ !

શા કામનો મ્હેલ ! આગલાગો આ મ્હેલને ! બળીને રાખથાઓ આ વસ્ત્ર ! ! અને ફાટીને ચુરો થાઓ આ -હૃદયનો !!! ( મુર્છિત થઇને પડેછે. સુલક્ષણા મસ્તક ખોળામાં લેછે, અને રસિકમાલા પાલવથી પવન નાંખેછે. ગોપીચંદ સ્તબ્ધ થઇ જોયા કરેછે. )

**द्वितीयांक समाप्त.**

---

# અંક ૩ જો.

## પ્રવેશ ૧ લો. સ્થલ—જંગલ.

### ગોપીચંદ, વિદુષક, ગોરક્ષનાથ અને નાટચકારો.

( ગોપીચંદ તથા વિદુષક ઝાડના ઝુંડ તળે આવેછે. )

**गोपीचंद**—આહા ! કેવો મધ્યાન્હ કાળનો ઉગ્રતાપ તપી રહ્યોછે ! નિશાનંદ ! ચાલપેલા આશોપાલવના ઝાડતળે ઘડી આરામ લઈનેજ મારગે પડીશું. ( જઇને બેસેછે. )

**विदूषक**—એના જેવું એકે નહીં. અહીંઆ કોની નાછે? ભાવતું હતું ને વૈદે કહ્યું (ગોપીચંદની પાસે બેસીને પોતાને હાથે પોતાના પગ દાબતાં) મારા વ્હાલા પગ! જોગી થવામાં કેવો સ્વાદછે તેની તને ખબરપડી! (આળસ મરડીને) આખું શરીર તો બંધાઈને અક્કડ થઈ ગયું ! ( ગોરક્ષનાથને સામેથી આવતા જોઇને) ઓહો ! કોણ ગોરક્ષનાથજી !

(ગોપીચંદ તથા વિદુષક ઉભા થાયછે.)

**गोरक्षनाथ**—અરે વળી તું આ જંગલમાં કયાંથી ? (ગોપીચંદ તરફ નજર કરીને) અને આ કોણ ?

**विदूषक**—ગૌડ બંગાલનો રાજા અને ગુરૂ જાલંદરનો શિષ્ય.

**गोरक्षनाथ**—કોણ ગોપીચંદ ! આદેશ ગોપીચંદ આદેશ ! તારી ધૈર્યતાની વાત નીમનાથને મ્હોડેથી સાંભલીને હું બહુ પ્રસન્ન થયોછું.

**गोपीचंद**—મહારાજ, એ સર્વે ઈશ્વરેચ્છા. વારૂ આપે આમ કયાં પધારવાનો નિશ્ચય કર્યોછે ?

**गोरक्षनाथ**—ત્રિયા રાજ્યમાં. કામકળાને ત્યાં ગુરૂ મચ્છેંદ્રનાથને છોડવવા માટે.

**गोपीचंद**—વાહ ! યોગ તો સારો મળ્યો. મારે પણ તે તરફજ જવાનો વિચાર હતો.

(કેટલાક નાટચકારો પ્રવેશ કરેછે. ગોપીચંદ, વિદુષક અને ગોરક્ષનાથ તે તરફ જોયછે.)

**यज्ञदत्त**—હવે કરવું કેમ ? કામકળાને ત્યાંથી ત્રણ ત્રણ વખત તેડું આવી ગયું, અને આપણા નાયક હજી તેવીજ સ્થીતિમાંછે.

**रामनंद**—ધારવા કરતા માંહેથી વધારે દિવસ ચાલી.

**जयानंद**—જો કામકળાની અપ્રીતિ થઈ તો પછી જોઈ લો. વરસો વરસ જે રકમ મળેછે તે મળવાની નથી.

**यज्ञदत्त**—ખરૂંછે. જો આજે આપણે ખેલ નહીં કરીએ તો એમ થશેજ.

**विदुषक**—(ગોરક્ષનાથને) જોયું કે ? આ લોકો વાતચીત કરેછે, તે ઉપરથી એમ જણાયછે કે કામકળાને ત્યાં તે નાટક કરવાનાછે. તેથી કંઈ યુક્તિ કરી એની સાથે જોડાઈ જઈએ તો આપણુને શેહેરમાં ફરવાની સગવડ થશે. અને ધારેલો વિચાર પણ પાર પડશે.

**गोरक्षनाथ**—તારી કલ્પના તો સારીછે. (નાટયકારોને) કેમ તમારા નાયકને શું થયુંછે ?

**रामनंद**—આઠ દીવસ થયા છાતીમાં શુળ નીકળ્યા કરેછે, અને અમારે આજ કામકળાને ત્યાં ખેલ ભજવી બતાવવાનોછે.

**गोरक्षनाथ**—એટલુંજના. કંઈ ચીન્તા નહીં. અમે ત્રણે માણસો એ કામમાં બહુ કુશળ છીએ. એટલે આજ એ કામ તમારી સ્હાયતા લઇને અમે ચલાવી લેશું.

**यज्ञदत्त**—જો એમજ હોય તો અમારાપર તમારો મોટો ઉપકાર થશે.

**जयानंद**—ત્યારે તો કૃપા કરીને અમારી સાથે હમણાજ પધારો.

**गोरक्षनाथ**—બહુ સારૂં ચાલો (જતાં જતાં સ્વગત) ઠીક થયું. કૈલાસમાં જે ભૃંગીએ ઈન્દ્રની વાત કરી હતી, તેનોજ નાટક ભજવી બતાવશું. કેમકે, એ વાત ગુરૂમહારાજે મને કહી હતી, એટલે તેની સ્મૃતી થવાથી તે કામકળાના છંદમાંથી સત્વર છુટા થશે. (જાયછે.)

---

## પ્રવેશ ૨ જો.

### સ્થળ—કામકળાના મેહેલના એક ભાગમાં ઉભી કરેલી રંગભૂમિ.

**મચ્છેંદ્રનાથ, કામકળા, શીતકળા તથા પરીજનો.**

( મચ્છેંદ્રનાથ કામકળાથી ઉત્પન્ન થયલા પોતાના બાલકને ખોલામાં રમાડેછે. કામકળા, શીતકળા તથા પરીજનો ઉભી કરેલી રંગભૂમિ તરફ નજર કરતાં બેઠાંછે)

**मच्छेंद्रनाथ**—( બાલકના હાથમાં જે રમકડું હતું, તે નીચે પડી જવાથી પાછું ઉપાડતાં) કામકળા, હવે તો આ બાલક બહુ પજવે છે. અહીં આવવાને હજુ તો

એ ઘડી પણ નથી થઈ, તેટલીવારમાં વીસ વખત આ રમકડું નીચે ફેંક્યું તે મારે ઉચકીને આપવું પડયું. માટે હવે તો તું જ લે.

**શીતકળા**--મહારાજ, ધન ભાગ્ય તે મનુષ્યના, કે જે વારંવાર બાલકોથી આ પ્રમાણે કંટાળો પામે.

**કામકલા**--પુત્ર સુખ તો દેવને પણ દુર્લભછે મહારાજ.

**મચ્છેંદ્રનાથ**--પ્રથમ તો આ બાલકની ચેષ્ટા મને આનંદ ઉપજાવનાર થઇ પડી હતી, પણ હવે તો એ વધારેને વધારે તોફાની થતો જાયછે. ઘડીમાં મારા મુછોના બાલ તાણેછે, તો ઘડીમાં દાઢીના બાલને વળગેછે; અને કામકળા, કોઈ સમયે એ ઉછાંછળો આંખમાં પણ આંગળીઓ નાંખવાને ચુકતો નથી. ( હસેછ )

**કામકલા**--જુવોની. તમે એનાવિષે બોલોછો તે કેવો મીટમાંડીને સાંભળ્યા કરેછે. ( સ્મિત હાસ્ય કરેછે. )

**મચ્છેંદ્રનાથ**--જો હવે કેવો શાન્ત થઈ ગયો ! આપ્રમાણે સલક્ષણો થઈને બેસતો હોય તો છ માસ સુધીપણ હાથમાંથી મુકવાનું મન ન થાય !

**શીતકળા**--મહારાજ, એતો બાળારાજાછે. ઘડીમાં કેમ ને ઘડીમાં કેમ.

( નેપથ્યમાં શંખનાદ થાયછે. )

**મચ્છેંદ્રનાથ**—નાટયકારો સજ થયા જણાયછે. પ્યારી ! લે આ બાળક હવે નીદ્રાવશ થયોછે.

**કામકળા**—જા દાસી. તેને પારણામાં પોઢાડી આવ.

**દાસી**—જેવી આજ્ઞા. ( લઇને જાયછે. )

## ગર્ભાંક—નાન્દી.

### શાર્દૂલવિક્રીડિત.

પાતાળે ગગને અને ભુતળમાં, જેછે ખરો મ્હારથી;
'નેતી' શબ્દવડે વદે શ્રુતિસદા, પામે ન છેડો કથી;
જે જ્ઞાની અવિનાશી શાન્ત સુખદા, વ્યાપી રહ્યો સર્વમાં;
એવા વિશ્વવિલાસીને નમન હું, નિત્યે કરૂં પ્રેમમાં.

**સુત્રધાર**--( નાન્દી થયા પછી બ્હાર આવીને )

### ગીતી.

હામ ધરી મેં મનમાં, નવીન નાટક કરવાને આજે;
દોષક્ષમા સહુ કરજો, હંસપ્રમાણે ગુણ ગ્રહવા કાજે.

( જરા રહીને ) કેમ પ્રિયે ?

**नटी**—(નેપથ્યમાંથી) પ્રાણનાથ શી આજ્ઞા છે?

**सुत्रधार**—સર્વે પાત્રો જો સજ થયા હોય તો ખેલનો હવે આરંભ કરો.
( જાયછે. )

( શંખનાદ થાયછે. પડદો ઉપડેછે. અમરપુરીમાં ઇન્દ્રની દરબાર દેખાયછે. જેમાં ઇન્દ્ર, યમ, વરૂણ, અને અગ્નિ વગેરે સર્વે દેવતાઓ બેઠેલા છે. )

**इन्द्र**—અહો અગ્નિદેવ! યજ્ઞમાં ભંગ પાડનાર કેશી દાનવનો પરાજય કરવા રાજા ચીત્રકેતુ તૈયાર થયો હતો તેનું કેમ થયું?

**अग्निदेव**—મહારાજ એ કામની સમાધાનીના સમાચાર તો આજેજ મળ્યા.

**वरुण**—આપના કહેવા પ્રમાણેજ મેં માતલી સારથીને રથ સુધાં ચીત્રકેતુને સ્હાયતા કરવા મોકલ્યો હતો.

**यम**—ધન્યછે ચીત્રકેતુની યુધકળાને. કહેછે, કે એ દુષ્ટનો એક બાણથીજ નાશ કર્યો!

**इन्द्र**—બહુ સારૂં થયું. ચીત્રકેતુ પરાક્રમી ખરો.

**अग्निदेव**—અને વળી તેમાં આપનો રથ હતો, એટલે પછી વિજય પામેજ તો.

**कामकळा**—જોયું મહારાજ! આ સ્વર્ગનું સુખ. ઈન્દ્ર સ્વર્ગનો રાજા છતાં કેટલી ચીન્તા ભોગવે છે!

**वरूण**—ઠીક પ્રસંગ બન્યો—આ આનંદની લહરીમાં આપની આજ્ઞા પ્રમાણે ભરતમુનિએ તિલોત્તમાને એક નવીન નૃત્ય શીખવ્યુંછે, તે પૂર્ણ થવાથી આજ સભામાં આવનારછે.

**मच्छेंद्रनाथ**—તિલોત્તમા! નવિન નૃત્ય! (વિચારમાં પડી જાયછે.)

**अग्निदेव**—તેની સાથે ઉર્વશી મેનકા અને રંભા પણ આવશે.

**इन्द्र**—અત્યુત્તમ.

**सुदर्शन**—(ઉતાવળમાં હાંફતો હાંફતો આવીને) મહારાજ! મહારાજ! ઓલ્યાં આવ્યાં તમારા આયુધ.

**इन्द्र**—(આશ્ચર્યપામી) આયુધ?

**सुदर्शन**—હાજતો.

**इन्द्र**—વળી આયુધ કેવાં?

**सुदर्शन**—જેવાં છે તેવાંને તેવાં.

**इन्द्र**—વયસ્ય! એ બધું તું લવેછે શું?

**सुदर्शन**—મહારાજ હું લવતો નથી. આપના સમજવામાં ફેરછે.

**इन्द्र**—પણ તું કહેવા શું માગેછે? તેની કંઈ સમજ પડે?

**सुदर्शन**—ભક્તિથી ભ્રષ્ટ કરી તારણથી ટાળનાર, અને દુનીઆનો હાટ

વાળી મોહથી મારનાર; એવી જે આપની અપ્સરાઓ, તે એ—ભરત-મુનિની સાથે ચાલી આવે.

**इन्द्र**—(હસીને) કેવી કેવી ગોળ મટોળ વાતો ચલાવેછે.

**यम**—મુરખા, પેહેલેથીજ કહીએ નહીં કે અપ્સરાઓ આવેછે.

**सुदर्शन**—મહારાજ, વિદ્વાન શું સાદી ભાષામાં બોલે? ત્યારે અલંકાર શાસ્ત્રનો ઉપયોગ શું? (ભરતમુનિ, તિલોત્તમા, ઉર્વશી, મેનકા અને રંભા પ્રવેશ કરેછે. તેની સાથે બે ગંધર્વો વાદિત્રસુધાં આવેછે.

**भरतमुनि**—મહારાજની જય થાઓ. (નમેછે. અપ્સરાઓ તથા ગંધર્વો પણ નમેછે) આપની ઇચ્છા પ્રમાણે મેં નવિન નૃત્ય તિલોત્તમાને શીખવ્યુંછે, અને ઉર્વશી, મેનકા તથા રંભાને તેના મધુર કંઠથી આપનું મન રંજન કરવા સાથે લાવ્યોછું. હવે શી આજ્ઞાછે તે કૃપા કરીને કહેશો.

**इन्द्र**—તિલોત્તમાને શીખવેલું નૃત્ય હું પ્રથમ જોવાને આતુર છું.

**भरतमुनि**—તિલોત્તમા, તારા નવિન નૃત્યથી મહારાજને સંતોષ પમાડ.

**मच्छेंद्रनाथ**—પ્રીય કામકળા, હું કોણ ?

**कामकला**—આપ મારા પ્રાણના આધાર ! એમ શું બોલોછો આજે !

( તિલોત્તમા નૃત્ય કરેછે તે પુરૂં થયા પછી.)

**इन्द्र**—વાહ ! તિલોત્તમા ! તેં તારી યોગ્યતા કરતાં પણ અધિક કર્યું.

**सुदर्शन**—( પોતાની પીઠ ઠોકતો ઠોકતો આગલ આવીને ) શાબાશ, શાબાશ. સુદર્શન શાબાશ.

**मच्छेंद्रनाथ**—સુદર્શન ગંધર્વ ! ભૃંગીનો મિત્ર ! ( ચીન્તાતુર થાયછે. )

**कामकळा**—નહીં, નહીં, મહારાજ ! એ સુદર્શન ગંધર્વ નથી, એતો નાટક કરનારે ગંધર્વનો વેષ લીધોછે.

**अग्निदेव**—ભરતમુનિ ! ધન્યછે તમારી નૃત્ય શીખવવાની યુક્તિને.

**भरतमुनि**—ઉર્વશી ! ચલાવ તારૂં સંગીત.

**उर्वशी**—( ગાયછે )

રાગ—સોરઠ.

દર્શન દે હવે પ્રાણાધાર—
પ્રીતમ તું કરને વિચાર.—ટેક.

**साखी**— અલ્પદિવસની લઈ રજા; પીયુ સંચર્યા બ્હાર;
પણ જાણત બહુ દિનથશે, જવા ન દેત ભર્તાર—દર્શન.
ચંદ્ર એકછે ગગનમાં, ચકોર અપરમપાર;
સમજુંછું પણ સ્નેહ મમ, ઉરથી ન ઘટે લગાર—દર્શન.

**अग्निदेव**—વાહવાહ. ઉર્વશી ! તું પણ એક ઇન્દ્રસભાનું રત્નછે.
**सुदर्शन**—ત્યારેજ પુરૂરવા એના પ્રકાશથી મોહ પામ્યો.
**मेनका**—( ગાયછે )

રાગ–મલ્હાર.

પીયુ વિના રેન વિષમ થઈ મારી,
થઈ વરષા રૂતુની તૈયારી-ટેક.
વીજલી ચમક ચમક ચમકી રહી, કોયલ બોલતી કારી;
પાપી બપઈએ પીયુપીયુ કરીને, વિરહની આગ વધારી-પીયુ.
ગગને ધનનન મેઘ ગરજતાં, થડકતી છાતી મારી;
નયણુ ન મલતાં ઝબકી ઉઠું, પીયુપીયુ મુખ ઉચારી-પીયુ.

**सुदर्शन**--એમ વારંવાર મારી સામુંના જો. હું વિશ્વામિત્ર નથી, કે એવા તારા રાગડાથી મોહી પડું. ( મેનકા હસેછે. )
**रंभा**—( ગાયછે )

રાગ–દેશ.

કોઈ જઈ કહો વિનતિ મારી,
તમે પ્રીત કરી ક્યમ વિસારી–ટેક.
મમ નયનમાં નીંદ ન આવે, દિનરાત મન તળપાવે;
કોઈ જઈ પતિને સમજાવે–તુજવિન હું વ્યાકુળ પ્યારી–કોઈ.
તજી રોષ રે ! કાન્તપધારો, અપરાધ થયો શું મારો;
કાં ચતુર ન ચિત્ત વિચારો–કરી પ્રીત, ન ચોરી તમારી–કોઈ.

**सुदर्शन**—વાહવાહ રંભા ! તારૂં સંગીત તો સર્વોત્તમ જણાયછે. પણ શુકદેવજીને સંભળાવ્યું હતુંકે નહીં ? ( જરા રહીને ) કેમ તિલોત્તમા તું શું નહીંગા !
**तिलोत्तमा**--( ગાયછે. ) પદ.

( સખી મેંતા બિરહ દરદકી મારી–એરાગનું. )

સખી સ્નેહ રીત જગતમાં ન્યારી–ટેક.
સ્વકિયાની પ્રીત સુખદા સમજવી, પતિશ્રમને હરનારી;
'દંપતી' શબ્દનો અનુભવ લેવા, એજ ધરમ સુખકારી–સખી–
( ઇન્દ્રાસન ડોલેછે )

**इंन्द्र**—( એકદમ ચમકીને ) તિલોત્તમા ! બંધકર તારૂં ગાયન.
( સર્વે દેવતાઓ ચમકીને ઉભા થાયછે, અને અપ્સરાઓ એક બીજાની સામું ભયથી જોયાકરેછે. )

**सुदर्शन**--માર્યારે મારાબાપ ! ભૃંગી ભાગજે. ( આમ તેમ દોડેછે. )

**मच्छेंद्रनाथ**—કોણ ભૃંગી ! ( આતુરતાથી નેપથ્ય ભણી જુએછે. )

**इन्द्र**—અરે ! આ પ્રમાણે ઈન્દ્રાસન ડોલવાનું કારણ શું ?

**अनुचर**--નિમિષારણ્યમાં એક મહર્ષિએ તપ આદર્યુંછે.

**इन्द्र**--મેનકા ! કામ વસંતાદિને લઈ, જા નિમિષારણ્યમાં.

( એકદમ પડદો પડેછે.)

**मच्छेंद्रनाथ**--ઓ ! માયા !! (મુર્છા પામેછે.)

**कामकळा**--(એકદમ પાસે જઈને પવન ઢોળતા શીતકળાને) જા તું ગુલાબજળ લઈ આવ.

**शीतकळा**—(ગુલાબજળ લઈ આવીને છાંટતા) પ્રીય સહી ! આશું આશ્ચર્ય ! સારા પ્રસંગમાં આ ખેદકારક બનાવ !

**कामकळा**--કંઈ સમજ પડતી નથી.

**गोरक्षनाथ**--(સુત્રધારના વેષમાં આવીને) કેમ બાઈસાહેબ ખેલ તો પસંદ પડયોને.

**कामकळा**—ખેલ તો અવધી ! પણ હવે તમારે જે માગવાનું હોય તે જલદી માગી લ્યો.

**गोरक्षनाथ**--હું માગીશ તે આપશો ?

**कामकळा**—હા.

**गोरक्षनाथ**—આપો વચન.

**कामकला**--શું મારો વિશ્વાસ નથી. લે આ વચન. (વચન આપેછે.)

**मच्छेंद्रनाथ**--(જરા સાવધ થઈને) હું કોણ ?

**गोरक्षनाथ**--(સુત્રધારનો વેષ ઉતારીને) ગુરૂ મચ્છેંદ્રનાથ. અને હું આપનો શિષ્ય ગોરક્ષ. (ચરણમાં પડેછે.)

**मच्छेंद्रनाथ**—(પૂર્વની સ્મૃતી આવવાથી ચમકી ઉભા થઈ હાથ પકડીને ગોરક્ષને ઉઠાડતાં) ઉઠ બેટા ગોરક્ષ. મારો ગર્વ ઉતર્યો ! શંકર સાચા ! માયા અજીત ! અને ગુરૂથી શિષ્ય વધ્યો.

(કામકળા અને શીતકળા સ્તબ્ધ બની જોયા કરેછે-)

**गोरक्षनाथ**--(ગુરૂનો હાથ ઝાલીને જતાં જતાં) કામકળા, તારા વચનપ્રમાણે આ મારી શીખ. હું લઈ જાઊંછું ( ક્રોધથી ) ફરીને આવા મહંત પુરૂષોને ફસાવીને પાપને પાત્ર થઈશમાં. (જાયછે.)

---

# પ્રવેશ ૩ જો.

## સ્થલ—જંગલ.

**મચ્છેંદ્રનાથ, ગોરક્ષનાથ, ગોપીચંદ, કુંદનસેન અને વિદુષક.**

**मच्छेंद्रनाथ**—બેટા ગોરક્ષ, આ કુંદનસેન તો બલાત્કારે ફસ્યોછે, એવું એની વાત ઉપરથી સીધ થાયછે.

**गोरक्षनाथ**—મહારાજ એમજ થયુંછે, પણ આપણને એ મળી ગયો એટલું સારૂં થયું.

**कुंदनसेन**—(મચ્છેંદ્રનાથને) ગુરૂમહારાજ, હું આપનો ઉપકાર માનુંછું. અરેરે! જો આપે મને ન છોડાવ્યો હોત, તો કોણ જાણે મારૂં શું થાત?

**गोपीचंद**—(કુંદનસેનને) હું અત્યંત સંતોષ પામ્યોછું, કે આપણ સાળા બનેવીનો આપ્રમાણે અંચીતો મેલાપ થયો.

**कुंदनसेन**—ખરૂંછે. નહીંતર તમે વળી આમ યોગી વેષે સંતમંડળમાં ક્યાંથી હો. અને હું આ કામરૂ દેશમાં આવી રીતે દીનદશામાં કેમ આવી પડું! પણ જગતમાં ભાવી બળવાનછે. પળમાં જળ હોય ત્યાં સ્થળ થાયછે, અને સ્થળ હોય ત્યાં જળ થાયછે. આહા! કેવો વિશ્વનિયંતાનો અકળિત મહિમાછે! મેરૂનું તરણ અને તરણાનો મેરૂ.

**गोपीचंद**—હાલમાં રાજ્યની લગામતો મારી બેન ચંપાવતીના હસ્તકમાં હશે?

**कुंदनसेन**—(દલગીર થઈને) હા એમજ હશે!

**गोपीचंद**—ત્યારે હવે તો રાજ્યપાટની વેળાસર સંભાળ લેવાની જરૂરછે.

**कुंदनसेन**—એમાં તો સંદેહ નહીં, પરંતુ ગુરૂ મચ્છેંદ્રનાથે, ગોરક્ષનાથ તથા આપસહીત મારી નગરી સુધી પધારીને મને કૃતાર્થ કરવો જોઈએ એ મારી પણ આ સાથે વિનંતીછે.

**मच्छेंद्रनाथ**—તારી માગણીને હું માન્ય કરૂંછું, પણ તે નગરી અહીંઆથી કેટલી દુર છે?

**कुंदनसेन**—મહારાજ ઘણી દુર નથી. (આંગળીથી બતાવીને) આ નહીં, ને પેલી પર્વતની હાર કેવી દેખાયછે, તે ઉતરીશું એટલે મારી નગરીનો દેખાવ આપની નજરમાં આવશે.

**मच्छेंद्रनाथ**—ત્યારે તો પાસેજછે.

**गोपीचंद**—ચાલો ત્યારે સર્વે, હું પણ મારી બેનને મળ્યો નથી, એટલે મને પણ તેના મેળાપનો લાભ થશે.

**विदूषक**--(પાછળ ચાલતો ચાલતો) બસ, આપણું હવે કામ થયું. દહાડાના દહાડાસુધી કડાકા થયાછે, માટે આજ લાડુ જેટલા ભાવશે તેટલા ખાવાને તો મળશે ! (મોટી મોટી ફલંગો ભરતો જાયછે.)

---

# પ્રવેશ ૪ થો.

## સ્થલ--કુંદનપુરીની સીમા.

### મચ્છેંદ્રનાથ, ગોરક્ષ, ગોપીચંદ, કુંદનસેન અને વિદૂષક.

**मच्छेंद्रनाथ**--(કુંદનસેનને) તારા કહેવાપ્રમાણે અમે તારી નગરી સુધી આવ્યા. (બતાવીને) હવે અહીંઆથી અમે હિમાલય ભણી જવાનો વિચાર રાખ્યોછે. માટે અમને અહીં રાખવાને વધુ આગ્રહ ના કર.

**कुंदनसेन**--મહારાજ, જો આપે થોડા દીવસ અહીંઆ નિવાસ કરી મારી નગરીને શોભા આપી હોત, તો હું અને મારા કુટુમ્બીઓ બહુ સંતોષ પામત. પણ મારાં એવાં ભાગ્ય નહીં એટલે એ ફળ હું શી રીતે પામી શકું ?

**मच्छेंद्रनाथ**--એ તારા સ્નેહથીજ તારી નગરીમાં હું રહ્યા જેટલો સંતોષ માનુંછું. ફરીને કોઈવેળા અહીંઆથી જતાં તારી ઇચ્છા પૂર્ણ કરીશ.

**कुंदनसेन**--ત્યારે આપની ઈચ્છાને હું અટકાવી શકતો નથી.(ચરણમાં પડેછે)

**मच्छेंद्रनाथ**--કલ્યાણ.

**गोपीचंद**--(હાથ જોડીને) મહારાજ આપથી છુટા પડતાં બહુ ખેદ પામુંછું, તથાપિ મારા બનેવીનું વચન રાખવા આપની આજ્ઞા પ્રમાણે બે દિવસ અહીંઆ રહુંછું.

**मच्छेंद्रनाथ**—નિશ્ચિંત રહે બેટા ! ગોરક્ષ, ચાલો હવે આપણે રસ્તે પડીએ.

**गोपीचंद**—ગોરક્ષનાથ આદેશ.

**गोरक्षनाथ**—આદેશ. (જાયછે.)

**विदूषक**—ગોરક્ષનાથજી ! ગુરૂને સંભાળજો ! વળી ક્યાંય કામકળા જેવીમાં અનુરક્ત થાય નહીં.

**गोपीचंद**—એમ બોલ નહીં મૂર્ખ. આટલા દીવસ સુધી સાધુના સંગમાં રહ્યો તોપણ સદ્‍ગુણી ન થયો !

**विदूषक**—શું સદ્‍ગુણી થવા માટેજ લોકો સાધુ થાયછે કે ?

**कुंदनसेन**—ત્યારે સંસાર ત્યાગીને સાધુ થવાનું કારણ શું ?

**विदूषक**—મૂળ કારણ તો તારણ હતું, પણ પછી ચાલી દેખાદેખી! અને મારા જેવાતો ॥ **असामर्थ्ये भवेत् साधु** ॥

**कुंदनसेन**—બધા કંઈ સરખા હોતા નથી. વારૂ ગોપીચંદ! ચાલો હવે નગર ભણી જઈએ.

**गोपीचंद**—બહુ સારૂં ચાલો.

**विदूषक**—(જતાં જતાં) આપણા નશીબ તો ખુલ્યાં! સુકાઈને પાતાળમાં ગયલું પેટ, હવે ભરાશે તો ખરૂં! (જાયછે.)

---

# પ્રવેશ ૫ મો.

## સ્થળ—મેહેલ.

### ચંપાવતી, ગોપીચંદ અને વિદુષક.

**चंपावती**—મારૂં કેવું હિણભાગ્ય! જે બંધુ, સર્વ માંડલિક રાજાઓમાં શીરછત્ર ગણાતો, જે બંધુ, અમુલ્ય વસ્ત્રાભૂષણથી ભુષીત થઈ રાજ્યચિન્હ ધારણ કરીને જેમ ગ્રહમંડળમાં ચંદ્ર શોભેછે તેમ રાજ્યાસને શોભતો, જે બંધુ, પોતાની ઉજ્વળ કિરતીથી દશદિશાએ ગવાતો, જે બંધુ, પદ્મિનીરૂપ બારસો રાણીઓ અને ચાતુર્યવાળી સોળસો સાહેલિયોમાં અપાર આનંદ ભોગવતો, અરેરે! તેજ બંધુને માત્ર એકજ સંગીસાથે આજે હું યોગીના વેષમાં જોઉંછું. (ગોપીચંદને) બંધુ! આ તને શું સુજ્યું?

**गोपीचंद**—ખરૂં સુજ્યું બ્હેન. જેમ મદ્યપાનમાં મદોન્મત્ત રહેનારા મુર્ખજનોને અમૃતપાનની મધુરતા જણાતી નથી, તેમ માયારૂપી મદ્યમાં મોહિત થયલા મનુષ્યો ભક્તિરૂપી અમૃતની ઉત્તમતા અનુભવતા નથી.

**चंपावती**—તેં સત્ય કહ્યું બંધુ! પરંતુ સર્વ કાર્ય સમયેજ સારાં લાગેછે. એવી જો ઈશ્વરની ઇચ્છા હોય કે તારા જેવા બાળવયમાં રાજ્યસત્તા, સ્ત્રી, પરીજનો ઇત્યાદીને તજી સહુ યોગીજ થઈ જાય, તો પછી આ સૃષ્ટિ રચાવાનું કારણ શું હતું?

**गोपीचंद**—આયુષ્ય અને વ્યાધિનો ભય શું બાળવયને નથી? શરીરની શી આશા? કેમકે—

### શાર્દૂલવિક્રીડિત.

આવેછે જવ કાળ ગ્રાસ કરવા, જાણે નહીં બાળતે;
રોગો શત્રુસમા પ્રહાર કરિને, બુરા કરે હાલતે;

શ્વાસે આયુ ઘટે ઘટે જયમ અરે, વારી ફુટેલા ઘટે;
એવું સ્પષ્ટ જણાય તોય પ્રભુને, સંસારી કાં ના રટે !

**चंपावती**—ગોપીચંદ ! જો તને આ પ્રમાણે અમુલ્ય જ્ઞાન પ્રાપ્ત થયુંછે, તો રાજય સંભાળતાં ઈશ્વર ભજન ક્યાં નથી થતું ? અને પછીથી આપણા પૂર્વજોની પેઠે આ લોક સાધી ઉત્તરાવસ્થામાં વનવાસ લેવો ઉચિતછે.

**गोपीचंद**—ઉત્તરાવસ્થામાં ! એ બનેજ કેમ ? કારણ—

### શાર્દૂલવિક્રીડિત.

કાયા કંપિ જશે ગતિ અટકશે, દંતો પડી સૌ જશે;
આંખે ઝાંખ થશે ન કાન સુણશે, લાળો મુખે આવશે;
બુદ્ધીમંદ થશે જીહ્વા અટકશે, કાઠીગ્રહી ચાલશે;
એવું વૃદ્ધત્વ આવતાં શ્રીપતિની, ભક્તિ શી રીતે થશે.

**चंपावती**—હું માન્ય કરૂંછું. તારો વિચાર યથાર્થ છે. પરંતુ સર્વ શાસ્ત્રવેત્તાઓ કહી ગયાછે, કે આ લોક સાધવા પછીજ પરલોકનું સુખ પ્રાપ્ત થાયછે. તું એમ સમજેછે, કે જયારથી જ્ઞાન થયું ત્યારથી સંસાર ત્યાગી ઈશ્વરભક્તિમાં લીન થવું ? પણ ભક્તિના અંગે રહેલા નીયમો જયાં સુધી તું પાળે નહીં, ત્યાંસુધી તારી ભક્તિજ નિષ્ફળ છે, તો પછી પરલોક મળવાની આશા શી ?

**गोपीचंद**—તેમ હશે, પણ મેં કંઈ ભક્તિના નીયમો ભંગ કર્યા નથી.

**चंपावती**—ભંગ કર્યા નથી ? દયા એ ભક્તિને અંગે રહેલો એક નિયમ છે કે નહીં ?

**गोपीचंद**—હા. છેજ.

**चंपावती**—જો એમજ છે, તો તેનો ત્યાગ કરીને ભક્તિ કરવાથી શું ઇશ્વર સંતોષ પામશે ?

**गोपीचंद**—નહીંજ.

**चंपावती**—ત્યારે સાંભળ. પરંપરાથી ધર્મ અને ન્યાયથી રક્ષાયલું તારૂં રાજ્ય, તેને અવિચારથી તજી, પ્રજાને દુખી કરીને શોકસાગરમાં ડુબાવી ! એજ તારી દયા કે ? સર્વે માંડલિક રાજાઓ જે તારી સત્તાના બળથી સર્વદા સંપથી રહેતા, તે હાલ પરસ્પર કલહ કરી આખા દેશને ઉજડ કરેછે ! એ પણ દયાનુંજ કામતો ! વધારે શું કહું, તારા જીવનથી જીવનારી એવી જે બાળવયની બારસો સુંદરીઓ, તે તારા વિયોગથી અહરનિશ રંગમેહેલમાં રૂદન કર્યા કરે ! એપણ એક દયાનીજ લાગણી ! વળી

માતા મૈનાવતી નિરંતર શોકાગ્નિમાં સળગતી વનમાં વિલાપ કરેછે, તે તારા લોચન વડે જઈને જોતો ખરો. ભક્તિના ભાવથી ભુલેલા ભાઈ! તને આવી દયા શીખવનાર કોણ હતો ? તારા જેવા ભોળાને ભ્રમિત કરી ભગવા પ્હેરાવનાર ભભુતીઆમાં દયાનો અંશ હતો કે નહીં ?

**विदूषक**—અને એક ભુલ્યાં. એમની પાછળ ફરતા મને બ્રહ્મપુત્રને આઠ આઠ દીવસ સુધી કંદમુળ ખાઈને અપવાસ કરવા પડેછે, એ શું ઓછું પાપ ! ક્યાંય સ્થીર થઈને શેહેરમાં રહેતા હોય, તો ભાવતાં ભોજન તો મળે !

**गोपीचंद**—બ્હેન ચંપાવતી ! જરા વિચાર કરીને બોલ. સ્વાર્થમાં રાગી મનુષ્ય સ્વહિતમાટે કલ્પાંત કરે, તેથી શું હું દયાહીન થયો ? નહીં, નહીં. કામાધિન એવી કાન્તાઓ પોતાનો પ્રેમ પુરણ કરવા પતિ પતિ કરે, તેથી શું પરેશની પ્રીતિનો પરિત્યાગ કરવો ? સર્વેશ્વર સર્વદા સર્વનું રક્ષણ કરેછે, તેમ છતાં ક્ષણિક દેહમાં પ્રેમી થયલી પ્રજાના મિથ્યા મોહમાટે શું પરમાત્માની પ્રાર્થના ન કરવી ? મારા કરતાં મહત્ શક્તિવાળા મહાત્માનો ભય ન રાખતાં કેવળ લક્ષ્મીમાં લક્ષ રાખનાર માંડલિક રાજાઓ પરસ્પર કલહ કરી દેશ ઉજડ કરે, તેથી શું હું કરૂણાનિધાન કેશવની કરૂણાની કીરતી ન ગાઉં ? દીર્ઘ દૃષ્ટિથી વિચાર કરીજો બ્હેન ! કે આ તારા વિચારો મનુષ્ય જાતીની નિર્બલતા દર્શાવનારાછે. વારૂ એમજ ધાર, કે હું યોગી થયો નહોત, અને અસહ્ય દેહવિકારથી કદાચ નષ્ટાત્મ થયો હોત; તો પછી કોણ નિર્દય ઠરત ? આ સૃષ્ટિનો સ્વભાવિક નિયમ એવો છે, કે સબળને અબળ, સધનને નિર્ધન, બાળને વૃદ્ધ અથવા કીડીથી તે કુંજર પર્યંત કોઈનું પણ ખાલી પડેલું સ્થાન, સરીતાતીરે કરેલા વેહેળાઓમાંથી ગમે એટલું પાણી ઉલેચવા છતાં જેમ તે પાછાં ભરાઈ જાયછે, તેમ પુરાઈ જાયછે. તો માત્ર મારા એકનાજ નીકળવાથી રાજ્ય શાન્તિરહિત કેમ થયું ?

**चंपावती**—હિતકરતાનું જીવિત જ્યાંસુધી જગમાં હોય, ત્યાંસુધી આશ્રિતની આશા પણ તેનામાં પૂર્ણ રીતે વળગેલીજ રહેછે. હવે જો તું તે આશાને પૂર્ણ કરવાને શકિતવાન છતાં મનને વૈરાગ્યમાં મગ્ન રાખી પુરી ન કરે તો શું તે પાપ નહીં ગણાવું જોઇએ ?

**गोपीचंद**—રાજ્યસત્તા જેવી મ્હાનસત્તા, અને રાજ્ય સુખજેવું મ્હાન સુખ ગ્રહણ કરવાથી વૈરાગ્યમાં સરલપણે રહી શકાતું નથી.

**चंपावती**—ત્યારે ખરો વૈરાગ્ય પ્રાપ્ત થયો ન કહેવાય. તનને યોગીનો વેષ આપી વનમાં વસીને દિવસો નિરગમન સહુ કોઈ કરે, પરંતુ

જનક રાજાની પેઠે સંસારમાં નિમેલા ધર્મોને માન આપતાં જે પર લોકનું સુખ મેળવવાને શક્તિવાન થાય એનુંજ નામ વૈરાગ્ય. કેમકે, તનને યોગીનો વેષ આપવા કરતાં મનનેજ યોગીનો વેષ આપવો સહસ્ત્રધા ઉત્તમ છે.

**गोपीचंद**--( વિચાર કરીને ) ત્યાગેલું પુનરપી સ્વીકારવું એ અયોગ્ય છે, તથાપિ તારૂં કહેવું મને કેટલાક પ્રસંગમાં ખરૂં લાગેછે. આશરે પડેલા અજ્ઞાની જનોના શાન્તવનાર્થે જો ગુરૂ જાલંદર અનુમોદન આપશે તો હું અલ્પકાળ રાજ્યપદ ધારણ કરીશ.

**चंपावती**--( હર્ષિત થઈને ) ધન્યબંધુ ! નિષ્પક્ષપાતે સારાસાર વિચારવાની અદ્દ્ભુત શક્તિ પણ ઈશ્વરે તારામાંજ મુકેલી જણાયછે. ચાલ ત્યારે.

**विदूषक**--( જતાં જતાં ) હવે આપણા કરમનાં કમાડ ઉઘડ્યાં, જો ગોપીચંદ મ્હોટા રાજા થાય, તો આપણે પણ છોટા જેવા રાજા થઇ, રોજ તાજા તાજા ખાજા ખાવાની મજા મારવા આ ભગવા તથા ભભુતને રજા આપી જન્માંતર સુધી ધારણ ન કરવાની તેમને સજાકરી એની કજાની ધજા ઉડાડયાજ કરશું.

---

# પ્રવેશ ૬ ઠો.

## સ્થળ—મૈનાવતીની પર્ણકુટી.

### ગોપીચંદ, જાલંદરનાથ, મૈનાવતી, સુલક્ષણા, રસિકમાલતી, અને કુમુદા.

**गोपीचंद**—( પર્ણકુટી પાસેના એક ભાગમાં પ્રવેશ કરીને ) ખરે ! મારા રાજ્યની આસપાસનો પ્રદેશ તો છેક વેરાન થઈ ગયોછે ! દુરથી પુરજનોની સ્થીતિ જોઈને મને અતિશય પરિતાપ ઉત્પન્ન થાયછે. અરે ! મારી માતુશ્રી આ સમયે કયાં હશે ! આશ્રમમાં જોયું તો ગુરૂ જાલંદર પણ નમળે ! ત્યારે હવે મને તેના દર્શન કયાં થશે ! ( નજર કરીને ) સામે આ કોણ આવતું હશે ! ગુરૂ જાલંદર તો નહીં ! ( પાસે આવવાથી ) હા તેજ ( આતુરતાથી આનંદ પામતો થકો હાથ જોડીને ) ગુરૂમહારાજ ! ( નમેછે )

**जालंदर**—( સાનંદાશ્ચર્યથી ) કોણ ? ગોપીચંદ ! ( મસ્તકપર હાથ ફેરવીને ) બેટા ! તું ભલે આવ્યો !

**गोपीचंद**--મહારાજ ! આપના દર્શનથી હું કૃતાર્થ થયો. આશ્રમમાં આ-

પના દર્શનની ઇચ્છાએ ગયો હતો, પરંતુ ત્યાં તો આપ હતાજ નહીં, એટલે અનુમાનથી અહીંઆ આવી ચડયો.

**जालंदर**--ઠીક થયું બેટા ! હું પણ અત્યાર સુધી તારી માતુશ્રી પાસેજ હતો. વેળા બહુ વિષમ થઈ પડીછે તારા વિયોગથી હમણાતો કેવળ જુદાજ રૂપમાં વરતેછે. અહરનિશ ગોપીચંદ ! ગોપીચદ ! એ પ્રમાણે રટણ કર્યા કરેછે. મેં બહુએ ઉપદેશ કર્યો, પરંતુ સંસારના સ્વભાવિક નિયમને સ્વાધિન થઈછે; અને માત્ર તારી મુખચર્યા જોવાનીજ આકાંક્ષા રાખેછે. ( ગોપીચંદને ઉદાસ થયલો જોઇને ) બેટા ! ઉદાસ ના થતો ! તું જાણેછે, કે મેં હજીસુધી સ્નાનસંધ્યા પણ કરી નથી, માટે ગંગાતટે જાઉંછું. તુંપણ હવેજા. ( બતાવીને ) પેલી પર્ણકુટીમાં.

**गोपीचंद**—શું આજ પર્ણકુટી કે ? ત્યારે તો મહારાજ પાસેજ છે ને શું ?

**जालंदर**—હા બેટા ! તારા ગયા પછી મૈનાવતીનો નિવાસ અહીંજ છે.

**गोपीचंद**—( સજળ નેત્રે ) એટલું સારૂં થયું, કે મારી માતાપણ પાસેજ રહેછે.

**जालंदर**--નિશ્ચિંત રહે ગોપીચંદ ! તારી ત્રણ પટરાણીઓ મૈનાવતીની આગતા સ્વાગતા સારી કરેછે.

**गोपीचंद**—એમ કે ? ત્યારે તો અત્યુત્તમ.

**जालंदर**—કેમ હવે હું જાઉંકે ?.

**गोपीचंद**—પધારો કરૂણાનીધિ ! પણ પાછા તરત આવજો.

**जालंदर**—ચિન્તા નહીં. ( જાયછે. )

**गोपीचंद**—આહા ! પ્રભુનો કેવો અકથ મહિમા ! તેની અપાર લીલાનો પાર પામવાને આ ભુતળમાં કોઈએ જન્મ ધર્યો હશે ? એક રીતે વિચારી જોતાં મને હર્ષ થાયછે, કે ઘણે વરસે પરમધાર્મિક એવા ગુરૂ જાલંદરનાં દર્શન થયાં ! અને એક રીતે વિચારી જોતાં મને શોક થાયછે, કે જેના ઉપદેશથી હું યોગી થયો તેજ માતુશ્રી આ સમયે સત્યજ્ઞાનનો ત્યાગ કરી પુત્રસ્નેહના પાશમાં આવી પડીછે. ખરૂં છે, કે જે કાળેજે બનવાનું હોયછે તે બન્યાવગર રહેતું નથી. ( જરા રહીને ) હવે વધારે વિચાર કરવામાં કશો સાર નથી. માતાની સ્થિતિ કેવી છે, અને મારી સ્ત્રીઓ તેના પ્રત્યે પોતાનો ધર્મ શી રીતે પાળેછે; તે ચાલ હું અપ્રસિદ્ધ રહીને જોઉં. ( પર્ણકુટી પાસે જાયછે. મૈનાવતી પીડાતી થકી કુશશય્યામાં પડેલીછે. કુમુદા ચરણ સેવા કરેછે. અને રસિકમાલતી શોકાવેશે મસ્તક ભણી બેઠેલીછે. સુલક્ષણા પવન ઢોળતી ઉભીછે તે જોઈને સ્વગત ) આહાઃ અલ્પકાળમાં આ કેવો ફેરફાર !!! (ઉદાસ ચિત્તે અવલોકન કરતો ગુપ્તપણે ઉભો રહીને સાંભળેછે. )

**रसिकमालती**—માતાજી ! મધ્યાન્હકાળ નમવા આવ્યોછે. કાંઈ ફળાહાર કરશો ?

**मैनावती**—કુળદીપક કુમુદા ! તમને સર્વને શોકસાગરમાં નાંખનાર પાપિણીને તમે જેમ જેમ અપૂર્વ પ્રેમથી પોષોછો, તેમ તેમ મારૂં દુઃખી થયલું અંતઃકરણ પશ્ચાત્તાપથી વધારે ને વધારે દુઃખ પામેછે.

**सुलक्षणा**-માતાજી, એમાં તમારો શો દોષ ! એતો સર્વ ભાવીની પ્રબલતા ! !

**गोपीचंद**—(સ્વગત) ભગવન્ ! કેવી તારી માયા !

**मैनावती**—અરેરે કુમુદા ! તારા દીનવદન ભણીતો હું દૃષ્ટિએ કરી શકતી નથી !

**कुमुदा**—માતા ! જેવાં સંચિત. કેમકે—

પદ—ભેરવીનું.

દત્તવિના ન પમાય, સકળ સુખ દત્તવિના ન પમાય—ટેક.
વિષમય વૃક્ષ ઉછેરી વળતી, અમૃત કેમ પિવાય—સકળ.
નાશ અનાથ જનનો કરીને, કેમ સનાથ બનાય—સકળ.
વિયોગ પડાવી પ્રેમીજનોમાં, નહીં રે સંયોગી થવાય—સકળ.
નિયમ પ્રભુનો કેમ ફરે એ, વાવે તેવું લણાય—સકળ.

**मैनावती**—આવા કરૂણાયુક્ત વાક્યો શ્રવણ કરતાં કરતાં મારૂં હૃદય ભેદાઈ જવા આવ્યું, તોપણ પાપી પ્રાણે આ દેહનો ત્યાગ કેમ ના કર્યો ? શું પુત્ર-દર્શનનીજ આશાએ અટકી રહ્યા હશે ! પુત્ર ગોપીચંદ ! તને જવાને વરસોના વરસો વીતી ગયા, તોપણ હજી તું કેમ ન આવ્યો ? તારા વિયોગથી થયલી કંઠપ્રાણ એવી તારી માતાની દયાએ તારા અંતરમાં પ્રવેશ ન કર્યો ? અરેરે ! મેં મંદભાગિનીએ પૂર્વે શાં શાં પાપ કર્યા હશે ? કે અંતકાળે મારો એકનો એક પુત્ર પણ મારી સમક્ષ ન મળે ! ( જરા શ્વાસ ચડવાથી ) કુમુદા ! મારો કંઠ હવે વધારે રૂંધાયછે ! અરે ! ત્યારે શું મારા નયનને શાન્ત કરનાર ચંદ્રતુલ્ય પુત્ર ગોપીચંદને મરણાવસરે જોવા નહીં પામું ? અરેરે હું તો હવે મરણ પામું છું.

**सुलक्षणा**—નહીં સાસુજી તમે એમ નહીં બોલો. અરે ! એ વચન અમને બાણ કરતાં પણ તીક્ષ્ણ લાગેછે ! તમારા વિના અમારા પ્રાણ શી રીતે ટકી શકશે ? તમારાવિના અધીરને ધીરજ કોણ આપશે ? શું વિરહાગ્નિથી અમારૂં અંતર ઓછું સળગ્યું છે ? રે ! દુર્દૈવ ! તું પડયાપર પાટુ ના માર ! ના માર ! !

**मैनावती**—જીવન ! હું તને ક્યાં જોઈશ !!

**गोपीचंद**—(સ્વગત) અરેરે ! હવે તો મારૂં ધૈર્ય નથી રહેતું ! (પાસે જવા માંડે છે, તેટલામાં કુમુદાને બોલતી સાંભળી પાછો હઠેછે.)

**कुमुदा**—માતા ! તમારાવિના અમારા પ્રાણ નહીં રહે ! તમે ના મરો ! અરે ના મરો !! અમ અનાથને આધાર માત્ર તમારો છે. અરેરે ! તમારા પ્રેમથીજ આ નિરભાગી જીવ આટલા દિવસ સુધી ટકી રહ્યોછે.

**मैनावती**—સુખી રહેજે વ્હાલા પુત્ર ! (જરા શ્વાસ લઈને) ગોપીચંદ—ગોપીચંદ ! તું—આ સમયે—ક્યાં છે !! (બેશુદ્ધ થાયછે.)

**गोपीचंद**—(એકાએક પ્રગટ થઈને) અહીંઆંજ છું વ્હાલી માતા ! (પાસે જાયછે તેને જોઈને ત્રણે સ્રીઓ એકદમ આશ્ચર્ય પામતી થકી ઉભી થઈને.)

**सु०**—અરે !

**र०**—કોણ ?

**कु०**—પ્રાણનાથ !

**गोपीचंद**—શાન્ત થાઓ સુંદરીઓ ! તમારી કામના પૂર્ણ થશે. હમણાં તો આ મારી મૂર્છિત થયલી માતાને સાવધ કરવામાં સ્હાયતા કરો. (મૈનાવતીના મસ્તક પાસે બેસેછે, રસિકમાલતી પવન ઢોળેછે. સુલક્ષણા પગ પાસે બેસેછે. કુમુદા શીતળ જળ લાવેછે. તેમાંથી થોડું લઈને તેના મુખ ઉપર છાંટતાં) માતા !

**मैनावती**—(સ્વર ભાસ થવાથી નેત્ર ઉઘાડતાંજ) કોણ ગો—(પ્રાણ તજેછે, સર્વેનાં નયણ સજળ થાયછે.)

**गोपीचंद**—અરેરે ! માતા ! માત્ર મારી આશાએજ પ્રાણ ધારણ કરી રાખ્યાતા કેશું ?

**सुलक्षणा**—માતા તુલ્ય વધુનું રક્ષણ કરનાર—તમે ક્યાં ગયાં !

**પદ**—હમકું છાંડ ચલે બનમાધુ—એ રાગનું.

કર્મ તણી ગતી છેકછે ન્યારી, કરણી તેની કોણ કળેરે—ટેક.
રત્ન ગયું અમ રંકનું આજે, પાછું હવે તે કેમ મળેરે;
નાથ મળ્યો તવ સાસુ થયાં લય, સ્નેહ જેનો ઉરમાં ઉછળેરે—કર્મ.
બહુ વર્ષે તમ પુત્ર મળ્યો તવ, પ્રાણ તજ્યા કયમ તેજ પળેરે;
એક વેળા ઉઠી પ્રેમે બોલાવો, અંતરમાં લવ શાન્તિ વળેરે—કર્મ.
આનંદ સિંધુ ઉલટયો તેમાં, શોકનું ઝરણું કેમ ભળેરે;
સુખને દુખ બે સાથ મળ્યાંછે, અંક વીધિના કેમ ટળેરે—કર્મ.
પડે કુમુદા ક્ષણુજો વીખુટી, ક્યાં ગઈ ! પુછતાં પળ પળેરે;
તે કુમુદાને કેમ વિસારી, એકજવાર લગાડો ગળેરે—કર્મ.

**रसिकमालती**—અરે ! તમારા વિના હવે અમારૂં લાલન પાલન કોણ કરશે! માતપિતાએ ઉછેરીને અમારી બાલ્યાવસ્થા આનંદવૃત્તિમાં નીરગમન કરાવી, પરંતુ તે સુખની અમને અજ્ઞાનતા હોવાથી વિસ્મૃતી થઈછે; અને આપથી મળેલું નુતન સુખ હવે ક્ષણ પ્રતિક્ષણ નજરે તરેછે. અરે માતૃભાવના કરતાં પણ વધુ ભાવ રાખનાર સાસુ ! તમે હિતચિન્તક છતાં અમારૂં પ્રત્યક્ષ થયલું હિત જોવાને કેમ ન રહ્યાં ! આહા ! ધન્ય છે તમારી પુત્રવાત્સલ્યતાને ! આ જગતમાં જગજીવનથી જડેલું જનની સમ સગું બીજું કોણ છે ? અરેરે ! તે આ ખરા હર્ષને સમયે અમને શોકાતુર કરીને ચાલી નીકળ્યાં ! સાસુજી ! અરે ! માતૃતુલ્ય સાસુજી ! ચક્ષુ ઉઘાડીને એક નિમિષ માત્રતો તમારા આ લોચનના લાલિત્યરૂપ પુત્રને જુવો ! નહીં જુવો ! શિવ ! શિવ ! !

## શાર્દૂલવિક્રીડિત.

**कुमुदा**—કાળે શું દુખ આદર્યું પલકમાં, લક્ષ્મી અમારી હરી;
વીધાતા ઉલટું લખી કલમને, શાને વિકારી કરી;
હા ! હા ! કાર થશે નહીં વિસરશે, પાડી મહા આપદા;
સ્નેહે રે ! વહુ નામ કોણ વદશે ! ઘા એ ન રૂઝે કદા.

**गोपीचंद**—સુલક્ષણા, રસિકમાલતી, કુમુદા ! સંસારિક ધર્મ પ્રમાણે આ કાર્ય કદાચ શોક કરવાને પાત્ર હશે, પરંતુ જ્ઞાતાઓ તો લેશમાત્ર પણ નાશવંતનો શોચ કરતા નથી. જે પદાર્થનો નાશ થયોછે, અને તે કોટિ પ્રયત્ને પાછો મળનાર નથી, તો પછી તેને માટે વિલાપ કરવો, એ કેવળ અજ્ઞાનીનું ચિત્ર છે. તમારા કરતાં મને આ ઓછી હાનિ નથી, પણ તે જ્ઞાનરૂપી સાધને મનમાંથી વિસારે પાડવી, અને એજ સજ્જનનું ઉત્તમ લક્ષણ છે. રાત્રીએ વૃક્ષપર પંખીઓ એકઠા થાયછે, અને પ્રભાતે તે પાછાં ભિન્ન ભિન્ન દિશાએ ઉડી જાયછે; તેમ આ સંસાર પણ જાણે પંખીમંડળ કેમ ન હોય ! તેવોજ સ્પષ્ટ જણાયછે. જે પ્રથમથીજ ઈશ્વરી નિયમો નિમાયલાછે, તે નિયમોનો અનાદર કરનાર આ વિશ્વમાં કોઈ નથી. અને જ્યારે તે નિયમો આપણાથી અનેક ઉપાય કર્યા છતાં પણ ફેરવી શકાતા નથી, ત્યારે તેનો શોચ ન કરતાં તેમાંથી ઉપયોગી દૃષ્ટાંત લઈને આપણે સંતોષ માનીને બેસી રહેવું એ વિશેષ અનુકુળતા ભરેલુંછે. સાગરમાં જેમ પવન બે પ્રકારનું કામ કરેછે, તેમ સંસારમાં મન પણ બે પ્રકારનું કામ કરી શકેછે. જો અનુકુળ પવન હોય તો પાર ઉતરી શકેછે, અને પ્રતિકુળ હોય તો ડોલ્યાજ કરેછે. તેમ જેનું મન જ્ઞાની થયું હોય તે ગમે

તેટલું સુખ અથવા દુઃખ આવે, તો પણ હર્ષ વિષાદ ન કરતાં શાન્તિથી રહી અંતે પરલોકનું સુખ પ્રાપ્ત કરી શકેછે. પણ જેનું મન અજ્ઞાનને આધિન થયુંછે, તેતો પ્રયોજન વગરની ચિન્તામાંજ અંત સુધી ઘેરાઈ પુનરપિ જન્મમરણ પામ્યા કરેછે. હવે આ પ્રમાણે પૃથક પૃથક વાકય-નો સામટીરીતે વિચાર કરતાં એવું સિદ્ધ થાયછે, કે કાળ એપણ સૃષ્ટિ રચનાના ઉત્પત્તિ, સ્થિતિ, અને લય એ ત્રણ મુખ્ય નિયમમાંનો એક છે; જે ભુતમાં ફર્યો નથી, વર્તમાનમાં ફરતો નથી અને ભવિષ્યમાં ફર-વાનો નથી. કેમકે—

### શાર્દૂલવિક્રીડિત.

પામીને ભય કાળનો જન ભલે, પાતાળમાં પેસશે;<br>
પામીને ભય લોહપિંજર મહીં, પ્હેરો રખાવી વસે;<br>
જોડે પ્રીતિ સુરેન્દ્રસાથ અથવા, મેરૂ મથાળે જશે;<br>
ત્યાંથી કાળ કરાળ તો ઝડપશે, નિશ્ચે નહીં છોડશે.

માટે અહો સુંદરીઓ ! હવે શોકનો ત્યાગ કરી, જે કરવાને ઉચિત છે એવી ઉત્તરક્રિયા, તેમાં ધ્યાન આપો.

---

## પ્રવેશ ૭ મો.

### સ્થળ—જાલંદરનો આશ્રમ.

### જાલંદર, પ્રધાન, વિદૂષક, નાગરિકો અને ગોપીચંદ.

**जालंदर**—( ગાતા ગાતા પ્રવેશ કરેછે. )

### લાવણી.

ભજ ગોવિંદ ભજ ગોવિંદ ગોવિંદ ભજ મૂઢમતી;<br>
હરિ ભજ્યાવિન મૃત્યુ સમયરે ! કેવી થાશે તારીગતી—ટેક.<br>
બાલ્યાવસ્થા રમતગમતમાં, તરૂણપણે વ્હાલી યુવતી;<br>
વૃદ્ધપણું ખોયું આશામાં, પણ સમર્યો નહીં વિશ્વપતી—ભજ.<br>
મનન કર્યું નહીં ગીતાનું ત્યમ, ગંગાજળ નવપીધું રતી;<br>
પ્રેમે પુજ્યા નહીં મુરારી, ખોયો જન્મ અમુલ્ય અતી—ભજ.<br>
કોણ પિતા માતા કોની છે ? કોણ હું રે ! આવ્યો ક્યાંથી ?<br>
એમ વિચારી સમજ સ્વપ્નવત નિજઉરમાં સંસારકૃતી—ભજ.

( નેપથ્ય ભણી જોઈને ) અલ્યા નિશાનંદ ! તું શા કામમાં ગુંથાયો છે, કે હજીસુધી તને આસન તૈયાર કરવાનો પણ અવકાશ નથી મળ્યો ?

**विदूषक**—( હાથમાં મૃગચર્મ લઇ આવીને બીછાવતાં ) મહારાજ, હું તે શું કરૂં ! કેટલેક ઠેકાણે થાઉં ! હવે તો મારો જીવ લ્યો તો છે ! એકકોરે તમે સંતાપોછો, અને બીજી કોરે નગરના લોકો આવી મારૂં માથું ફેરવી નાંખેછે ! મહારાજ, હું તો ઉત્તર આપી આપીને થાક્યો. માટે જેમ તેમ તમે ગોપીચંદને સમજાવી રાજ્યાસને બેસાડો, એટલે હું પણ આપદામાંથી છુટું.

**जालंदर**—( આસન ઉપર બેસીને બેહાથ જોડી. )

રાગ આરતીનો.

જયદેવ જયદેવ, જય શાન્તાકારા–( બેવાર )
પિતૃમાત છો સૌના, રક્ષણ કરનારા–જયદેવ.
સખાબંધુ પણ તુંજ, તું ધનને વિદ્યા–(બેવાર )
મ્હા તેજોમય મુરતી, દેવાધિદેવા–જયદેવ.

**प्रधान**—( નાગરિકો સહીત પ્રવેશ કરીને ) વંદન કરૂંછું જાલંદરનાથ. મહારાજ, હવે શું ધાર્યું ?

**जालंदर**—કલ્યાણ પુત્ર. હું એજ પ્રયત્નમાં છું.

**प्रधान**—હવે વિલંબ ન કરો મ્હારાજ. કેમકે પ્રજા બહુ આતુર થઈ રહીછે.

**१ लो नागरिक**—મ્હારાજ, અમને તો હવે વેપાર ધંધોય નથી સુઝતો. માટે વેલા વેલા રાજા ગોપીચંદને ગાદીએ બેસાડો તો ટાઢક વળે.

**२ जो नागरिक**—ગુરૂમ્હારાજ, હમતો મહીના ભરતેં રાહ દેખત દેખત થકગયે. અબ તો કછુ ફીરપાકર રાજનકું સમુઝાયકે રાજ્યાસનપે બિઠાયદો. ક્યૌંકે મ્હારાજ ગોપીચંદકું રાજ્યપોશાકમેં દેખનેકે લિયે હમ બહોત આતુર ભયેહે.

**३ जो नागरिक**--સત્ય આહે મહારાજ. આમચી સુદ્ધાં તસીચ ઈચ્છા આહે. આપલ્યા નેત્રાની મહારાજા ગોપીચંદાસ કેવ્યાં રાજ્યાસનાવર પાહું.

**जालंदर**—રાજ્યભક્તો ! નિશ્ચિંત રહો. આવતી કાલે ગોપીચંદને રાજ્યાસને બીરાજેલો જોશો. સુચીમુખ, તું આજે સર્વે સામગ્રી તૈયાર કરી રાખજે. મારા શિષ્યને હુંજ પુનઃ રાજ્યાભિષેક કરીશ.

**प्रधान**—જેવી આજ્ઞા. (નાગરીકો સહિત નમન કરી જાયછે.)

**जालंदर**—નિશાનંદ ! જોને ગોપીચંદ હજી કેમ ન આવ્યો !

**विदूषक**—(જવા માંડછે, ત્યાં સામેથી ગોપીચંદને આવતો જોઇને) ઓહો ! મહારાજની આયુષ તો સો વરસની દેખાયછે. સંભારતાંજ આવ્યાને શું !

**गोपीचंद**—(પ્રવેશ કરીને) જય જય ગુરૂમહારાજ.

**जालंदर**—બેસ, ગોપીચંદ. ભક્તિમાન એવી તારી પ્રજાની ઈચ્છા પૂર્ણ કરવા, મેં આવતી કાલેજ તને રાજ્યાભિષેક કરવાનો નિશ્ચય કર્યોછે.

**गोपीचंद**—મહારાજ, મારી બ્હેન ચંપાવતી સાથે આ વિષયનોજ સંવાદ થતાં, મને પ્રથમ આપની આજ્ઞા લઈ, રાજ્યપદ ધારણ કરવાનો વિચાર થયો હતો; પરંતુ મારી માતુશ્રીનું આ પ્રમાણે મૃત્યુ જોઇ મને સંસાર ઉપર વિશેષ અભાવ થયોછે. માટે ( બે હાથ જોડી ) વિનયપૂર્વક વિનંતી કરૂંછું, કે હવે મને એ પ્રપંચમાં પડવાની લેશમાત્ર પણ ભલામણ ન કરો તોજ સારૂં. કેમકે—

ઇન્દ્રવિજય.

ગંગજળે કરી સ્નાન નિરંતર, અંતરમાં સુખ પામું વધારે;
પૂજન દેવ તણું કરતાં મન, રંજન થાય અહોનિશ ભારે;
કેશવ ! કેશવ ! નામ રટું નિત, શાન્ત બની ગુરૂ વાક્ય વિચારે;
એ સઘળાં સુખનો કરી ત્યાગ, ફરી કવણ રાજ્ય પ્રપંચ સ્વિકારે.

**विदूषक**—(સ્વગત) અરે વળી વિચાર ફર્યો કેમ ? કાંત્યું વિટચું કપાસ કરશે કે શું ? ભોગલાગ્યા બ્રામણના. ચાલને કંઈ ઉંધુ ચતું સમજાવીને ઠેકાણે લાવું. નહીં તો ભુખે મરવું પડશે. ( પ્રગટ ) મહારાજ, તમે યોગી થયા તે સંસારથી બ્હીનેજકે ખરૂં જ્ઞાન પ્રાપ્ત થવાથી ? જો જ્ઞાને કરીનેજ મનના વિકારો દુર કર્યા હોય, તો પછી સંસારમાં રહેવાને શી હરકત છે ? કદાચ તમે એમ જાણતા હશો, કે હું રાજ્યવૈભવમાં પડીશ તો વિશ્વપતિને વીસરી જઈશ—ખરે જો એમજ હોય તો તમારૂં જ્ઞાન કંઈ પરીપક્વ કહેવાય નહીં. જ્ઞાનીતો તેજ, કે જે સર્વ સત્તા સંભાળતા સર્વ શક્તિમાનની સેવા ચુકેજ નહીં.

**जालंदर**—( ગોપીચંદને ) હું સમજું છું, કે તને વૈરાગ્યસુખનો અનુભવ થયો છે, એટલે તેની પાસે બીજાં સુખ તુચ્છ લાગતાં હશે; તોપણ આ વિશ્વમાં વૈરાગ્યમાં વસનારાનો અવતાર પરોપકાર માટેનોજ છે. તું દીર્ઘકાળ સુધી યોગ-પથમાં સ્વસ્થપણે રહ્યો, તેથી મને પુર્ણપ્રતીતિ થઈ છે, કે હવે તું રાજ્યવૈભવમાં મોહ ન પામતાં રૂડી રીતે પુર્વના રાજાઓની પંક્તિમાં ગણાવાને યોગ્ય થઈશ. વિદ્યાભ્યાસ કરનારાઓ જેમ બ્રહ્મચર્ય પાળીને સદ્દગુણનો સંગ્રહ કરેછે, તેમ તું પણ યોગવિ-

દ્યાની સહાયતાથી ધર્મ, અર્થ, કામ અને મોક્ષ એ ચારે પદાર્થ મેળવવાને યોગ્ય થયોછે, માટે મારા ગુણિયલ શિષ્ય ! હવે તને રાજ્યનું કાર્ય વિષમ છતાં એટલું તો સેહેલું થઇ પડશે, કે તારી ભક્તિમાં કશો બાધ આવી શકશેજ નહીં. વળી તું આ પ્રમાણે ધર્મથી રાજ્ય ચલાવશે, તેથી તારા વંશમાં, આસપાસના રાજાઓમાં, તેમજ આવતી પ્રજામાં એક નીતિમાન રાજા ગણાશે. વ્હાલા ગોપીચંદ ! હું જે પુનઃ રાજ્યાભિષેક વિષે કહુંછું, તે જો તું વિચાર કરશે તો તને પણ ઉત્કૃષ્ટ જણાશે. તારી સ્ત્રીઓનો તેમજ તારી પ્રજાનો ખેદયુક્ત પોકાર સાંભળીને મારા અંતઃકરણમાં બહુ દયા ઉત્પન્ન થાયછે, માટે હે પુત્ર ! મારી આજ્ઞાછે, કે તું રાજ્યપદ ખરા આનંદથી પાછું સ્વીકાર.

**विदूषक**—ગુરૂમહારાજ ખરૂં કહેછે. વિચાર શું કરો છો? ( મનમાં ) લક્ષ્મી ચાંદલો કરવા આવે ત્યારે વળી મ્હોડું શાને ધોવા જવું ? ઝટ જોઈએ સામું, તો ચટ કરે ચાંદલો !

**गोपीचंद**—જેવી આપની ઈચ્છા કરૂણાનિધિ !

**जालंदर**—ધન્ય છે આજ્ઞાપાળક પુત્ર ! એમજ ઘટે. ચાલ હવે ફળાહારનો સમય થયો છે. ( જાયછે. )

**विदूषक**—ચોકડું તો બરાબર બેઠું. ( મુછે હાથ નાંખીને ) જો બંદા ન બોલ્યા હોત, તો આ સંઘ દ્વારકા પ્હોંચત કે ? લોકો કહેછે, કે ભાવ વગર ભક્તિ ફળતી નથી, પણ હું તો કહુંછું, કે એ ખોટીજ વાત. મેં કયાં ભાવથી ભગવાં પ્હેર્યાં હતાં ? તો પણ કેવું ફળ મળ્યું જુઓ. હવે જાણે ગોપીચંદ તો રાજા થશે. અને જ્યારે એમ બન્યું, એટલે તરતજ આપણને પણ એક ગામ મળવાનું ! અને જો ગામના ધણી થયા, તો પછી પૈસાની શી ખોટ ! અને જ્યારે પૈસાદાર થયા, એટલે ગમે તેટલી સ્ત્રી પરણોને ! કોણ ના કહેનાર છે ! ( લગાર શરીર ભણી જોઈ ) મારી ઉમ્મર મોટી છે તો શું થયું ? લોકોને ક્યાં ઉમ્મરની જરૂર છે ? પૈસા જોઇએ પૈસા ! સમજ્યા ? બાર હજાર આપે તો મારા બાપના બાપ જેવડો પણ બાર વરસની પરણી લાવે ! ત્યારે હું તો તેની આગળ એક બાળક જેવો છું, તેમાં વળી ગામ ગરાસનો ધણી થયો ! એટલે બોલતા બોલતામાં બે ચાર પરણી લઈશ. મારો દાદો તેનો દાદો, તેનો દાદો અને તેના દાદાનો દાદો જે મનુ, તેણે એકથી વધારે સ્ત્રીઓ પરણવાની કયાં મના કરેલી છે ! ( જરા સ્થાન ) પોતે પણ પુરૂષજ હતોને ! ત્યારે શામાટે પુરૂષોના લાભમાં ન લખે ? જેમ ત્રિયા

રાજ્યમાં હું ગયો હતો, ત્યાં રાજ્ય અને ધર્મને લગતા નિયમો તથા શાસ્ત્રો સ્ત્રીઓનાજ લાભમાં લખાયલા જોયા ! જેમ કે એક સ્ત્રી પોતાની મરજીમાં આવે તેટલા પુરૂષો રાખી શકે, પછી ચ્હાય તો પોપટ કરીને પાંજરામાં રાખી મેલે, અને ચ્હાય તો બેલ બનાવીને ઘાણી ખેંચાવે ! તેના કરતાં તો મારા મોટા દાદા મનુએ કંઈ વધારે નથી કીધું ? ફકત વિધવાને સધવા ન કરવી એટલુંજને ! પણ ત્રિયા રાજ્યમાં જેમ પુરૂષ પાસે ઘાણી ખેંચાવેછે, તેવું દુઃખ તો સ્ત્રીઓને આપવાનું નથી કહ્યું ? ( વિચાર કરીને ) પણ એ બધી પંચાતી મારે શામાટે કરવી જોઈએ ? હું તો મારે બે અથવા ચાર સ્ત્રીઓ પરણીશ ! અને જ્યારે તેમ કર્યું, એટલે પછી આપણે પાંચ પચીસ છોકરાંના બાપ પણ થવાના ! એક કહેશે, દાદા તો એક કહેશે કાકા. કોઈ તો વળી બાપા—કરતો ઝટ લઈને ખોળામાં બેસી જશે ! અને તેમાં કેટલાક તો ભાઈ કહેશે ! વાહ ! વાહ ! તે વેળા મને કેવી મજા પડશે ! અને જ્યારે લટકતા લટકતા ઘેર જઈશું, ત્યારે મારી સ્ત્રીઓ તો મલકાતી મલકાતી સામે આવશે ! એક કહેશે, અત્યાર સુધી ક્યાં ગયા હતા—અને બીજી કહેશે, પ્રાણનાથ થાકયા હશો, માટે નાહી ધોઈને જમવા બેસો. એક તો વળી ધીમે હસીને મને પુછશે, સ્વામીનાથ ! સેવ કરૂં કે શીરો ! બંદા તો અકડાઈમાંને અકડાઈમાં કહેશે, કે મને મિષ્ટાન્ન ઉપર જરાએ રૂચી નથી, તોપણ જા–માત્ર દુધપાકથી ચાલશે. ( વિચારમાં પડીને ) અરે ! આતે હું શા તુરંગ ચલાવું છું ! (પોતાનો કાન ચીમટીને) અલ્યા વિદુષક ! પેલી જમપુરીમાં ગયલી કુભારજાકુંવરે તારે માથે વીતાડી હતી, તે ભુલી ગયો કે? ના, ના. ભાઈ ! આપણે તો પરણવાનાજ નથી ! વળી એ જંજાળમાં ફરીને કોણ જોડાય ! ચાલ જીવ ! એ પ્રપંચમાં પડવાના કરતાં છડા ને છડા ખાશું પીશું ને મોજ કરીશું ( જાયછે. )

---

## પ્રવેશ ૮ મો.

### સ્થલ—ગોપીચંદની રાજસભા.

**જાલંદર, ગોપીચંદ, સુલક્ષણા, રસિકમાલતી, કુમુદા, પ્રધાન, દરબારીઓ, ભાટ અને વિદુષક.**

(ગોપીચંદ તથા સુલક્ષણા રાજ્યાસનપર બીરાજમાન થયલાંછે. રસિકમાલતી પૂજનનો થાળ લઈને અને કુમુદા કનકકળશ લઈને બે પાસે બે ઉભીછે. મુકુટ તથા ખડ્ગ લઈને નિશાનંદ જાલંદરની પાસે ઉભલોછે. પ્રધાન, દરબારીઓ ભાટ ઈત્યાદિ ઉભાછે.)

**जालंदर**—(યથાવિધિ રાજ્યાભિષેકની ક્રિયા કર્યા પછી હાથમાં મુકુટ લઈને) પુત્ર ગોપીચંદ ! લે આ મણિમય મુકુટ મસ્તકે ધારણ કર. એને સર્વદા પવિત્ર કીર્ત્તિથી પ્રકાશિત રાખજે. (પહેરાવેછે. ખડ્ગ લઈને) અને લે આ ખડ્ગ, જમણા કરમાં ગ્રહણ કર. એના વડે ધર્મનું રક્ષણ કરજે.

(આપીને પોતાને આસને બેસેછે.)

**प्रतिहार**—(મોટેથી) રાજાધિરાજ ગૌડબંગાલાધિપતિ ગોપીચંદ મહારાજને ઘણી-ખમાઃ

**विदूषक**—અલ્યા પ્રતિહાર ! મને કેમ ભુલ્યો ? ચાલ ત્યારે મારો પ્રતિહાર હુંજ થાઉં. ( મોટેથી ) ખાજાધિરાજ ઢોરબગલાધિપતિ વિદુષકજી મહારાજને ઘણી—ખમાઃ (પોતાની પીઠ ઠોકીને) શાબાશ ! શાબાશ ! મહારાજ વિદુષકજી ! તમે પણ એક છોટા સરખા રાજા થયા ખરા !

(બધા હસેછે. સર્વ પોતપોતાને આસને બેસેછે.)

**गोपीचंद**—(જાલંદરને) ગુરૂમહારાજ, આપના અનિર્વાચ્ય પ્રતાપથી હું સર્વથા કૃતાર્થ થયોછું.

**भाट**— કવિત—મનહર.

ધન્ય ગોપીચંદ રાજ્યરંગને દીપાવનાર,
કુળનો તારનહાર સાર ધારનાર તું;
જ્ઞાનનો ભંડાર સંપ પ્રજામાં રખાવનાર,
પ્યાર તો અપાર ધર્મમાં વધારનાર તું;
લક્ષ્મીનો અંબાર દ્વાર છત્ર શોભતું શ્રીકાર,
કીરતાર કર્યા વશ પુણ્યનો આધારતું;
થાય જય જય કાર ઠાર ઠાર એ ઉચ્ચાર,
ભોગવજે કોટિ કોટિ વર્ષ અધિકારતું.

**विदूषक**—બારોટ ! દુનિયા સ્વાર્થિ તો ખરી હો ! જેને ગાડે બેસે તેનાંજ ગીત ગાય. મહારાજ કરતાં પાંચ વરસ વધારે મેં ભગવાં પહેર્યાં હશે, પણ મારો તો કોઈ ભાવે પુછતું નથી. ખઈછે, મોટાના નશીબજ મોટાં ! કેમકે—

કવિત-મનહર.

અગ્રભાગ દ્રોણગીરિનો ધરીને દ્વારિકેશ,
ગિરિધર નામથી ત્રિલોકમાં ગવાયછે;
અંજનીકુમારે દ્રોણ કરે ગ્રહ્યો તેને જુઓ,
ગિરિધર નામની કયાં ઉપમા અપાય છે;

અગમ્ય ઠાઠ કર્મના જે મર્મથી કળાય ના,
વડાની વડાઈ ક્ષણુમાં જડાઈ જાયછે;
કરો જો કોટિ ઉપાય તોય ધાર્યું નહીં થાય,
નિશ્ચે રંકનું નશીબ રંક તો ગણાય છે.

**बारोट**—પ્રધાનજી ! આ તો મહારાજના સંગથી નિશાનંદને બદલે વિદ્યાનંદ બની ગયો ! જોયા ! કેવા કેવા તર્ક ચલાવે છે !

**प्रधान**—એમજ છે. સંગનો રંગ ન લાગે તો પારસમણિને પુછે કોણ ?

**जालंदर**—( ગોપીચંદની ત્રણ સ્ત્રીઓને ) અહો પુત્રીઓ ! આનાં કરતાં તમારૂં વધારે પ્રિય શું કરૂં ? વળી જે ઈચ્છા હોય તે માગી લ્યો.

### ગીતિ.

**सुलक्ष०** }
**रसिक०** }
**कुमुदा०** }
પુર્ણથઈ ગુરૂ તમથી, સકળ કલ્પના કલ્પી જે મનમાં;
હવે નથી લવ ઈચ્છા, કલ્પતરૂ સમ પ્રગટયા છો જનમાં;
સુખ પામ્યા દુખ વામ્યા, જામ્યા જશ જે વિશ્વ મહીં તમથી;
ગવાય નહીં ગુણુ ગાતાં, દયાસિંધુ એ આપતણા અમથી.

**गोपीचंद**—તથાપિ આમ થાઓ.

### શિખરિણી.

પ્રજા પાળે સ્નેહે, નિત **शम दमादि** નિયમને;
વિસારી **मायाने**, **प्रभुप्रभु** રટે સૌ નિજ મને.
સરીતા સિંધુમાં, જયમ મલિજવા આતુર બને;
**दया शान्ति भक्ति**, સમ ઝટ પ્રવેશો જન **मने**.



## સર્વેપાત્રો મળીને ગાયછે.

છે જન પાલક ટાલક દુખનો—એરાગ.

જન ભવભય ભંજનનાથ ભજો—એવાર
સંસારવિષે જે સાર છે.—
નિર્ભય થઈ નીતિમાં પ્રીત,
રાખો નિત્યે અરપી ચિત્ત,
મનમાનો રંજનકર વિત્ત;
સદ્ગુણનો શણગારછે-જન.
સુખદાયક જ્ઞાનમણિ મળવા-એવાર
કરો સર્વ સદા સતસંગ.—
મૃગજળસમ સમજી અભિલાષ,
સત્યમાનજો ધર્મ વિલાસ,
કારણકે યમનો શિર ત્રાસ;
અધર્મથી મલનારછે-જન.
આ નાટક અવલોકી કરજો-એવાર
સૌ સારાસાર વિચાર.—
જળ તજી હંસ કરે પયપાન,
ગુણ ગ્રાહક થઈ એજ સમાન,
નિશ્ચે મેળવજો સદ્જ્ઞાન;
જેમાં જયજયકાર છે-જન.

---

## અમારી દુકાને નીચે લખેલે ભાવે દરેક ચીજ ખાત્રી ભરેલી આપવામાં આવશે.

### ચીનાઇ ચાહ.

| | રતલ ૧ ના રૂ૦ | આ૦ |
|---|---|---|
| ફ્લાવર પીકુ નંબર ૧ ... ... ... ... ... | ૨ | ૦ |
| ફ્લાવર પીકુ ,, ૨ ... ... ... ... ... | ૧ | ૮ |
| સુંદર ચીનાઇ શેઝ પૌચાંગ ... ... ... ... ... | ૧ | ૦ |
| સુપરફાઈન પૌચાંગ ... ... ... ... ... ... | ૦ | ૧૪ |
| ફ્લાવરી આરેંજ પીકુ ... ... ... ... ... ... | ૦ | ૧૪ |
| ફાઈનેસ્ટ સેન્ટેડ આરંજ પીકુ ... ... ... ... | ૦ | ૧૨ |
| ઇમપીરીયલ કેસૌકાંગૌ... ... ... ... ... ... | ૦ | ૧૨ |
| કેસૌ કાંગૌ ... ... ... ... ... ... ... | ૦ | ૧૦ |
| કાંગૌ ... ... ... ... ... ... ... ... | ૦ | ૯ |

### હીંદુસ્થાની ચાહ.

| | રતલ ૧ ના રૂ૦ | આ૦ |
|---|---|---|
| કાંગ્રાવેલી ફ્લાવર પીકુ ... ... ... ... ... ... | ૧ | ૮ |
| કાંગ્રાવેલી એકસ્ટરા ફાઇન આરેંજ પીકુ ... ... ... | ૧ | ૪ |
| કાંગ્રાવેલી એકસ્ટરા ફાઇન પીકુ ... ... ... ... | ૧ | ૨ |
| દામોદર મીક્ષચર ... ... ... ... ... ... ... | ૧ | ૨ |
| રાયલ ફેમીલી મીક્ષચર ... ... ... ... ... ... | ૧ | ૦ |
| કાંગરાવેલી પીકુ સૌચાંગ ... ... ... ... ... | ૧ | ૦ |
| કાંગ્રારાવેલી સૌચાંગ ... ... ... ... ... ... | ૦ | ૧૨ |
| ઈનડીયન કાંગૌ ... ... ... ... ... ... ... | ૦ | ૧૦ |
| બરોકન મીક્ષચર... ... ... ... ... ... ... | ૦ | ૧૦ |

---

**મશીનમાં ફરેલી મુખાઈ કાફી રતલ ૧ ના આના ૧૦.**

**મુસાફરીમાં વાપરવા લાયક બતી ઉપર**

**ચાહે કરવાના ફાનસો.**

તે સિવાય ચાહેમાં વાપરવાની ખાંડ, કાફી, સાબુ ચોખા, તાપીઓકો, આરારૂટ, કોરન ફ્લાવર, કોકો, મુરબો, મીણબતી, સાબુ, શીગાર, ચીરૂટ, અમેરીકન તંબાકુ, બરઝાઈ, ટરકીસ તંબાકુ, ઇત્યાદિ દરેક જાતનો માલ ખાતરી ભરેલો સસતે ભાવે મળશે, જે એકવાર લઈ જવાથી ખાતરી થશે. સિવાય અમારે ત્યાં તૈયાર થતી તરેહવાર તરકી તંબાકુની શીગારેટ (કાગળની બીડીઓ) સોસોનાં બાકસ નીચે લખેલા ભાવે મળશે.

| | | | | | |
|---|---|---|---|---|---|
| ફીસમીકવીક શીગારેટ... | ૩ | ૦ | વીકટોરીયા ... ... ... | ૧ | ૮ |
| હેલન ............... | ૨ | ૮ | સુલતાન ... ... ... | ૧ | ૪ |
| પ્રીન્સ આફ વેલ્સ ...... | ૨ | ૦ | લારોઝા ... ... ... | ૧ | ૦ |

ઉપર જણાવેલો માલ વેપાર માટે રકમબંધ ખરીદ કરનારને ઘણોજ ફીફાયત ભાવે મળશે, બાહેર ગામના આરડર ઉપર તરત ધીયાન આપવામાં આવશે. તેમજ વેપારને બરનો બીજો કંઇબી માલ અમારી મારફતે મંગાવનાર પાસેથી બે ટકા કમીશન લેવામાં આવશે, માટે કોઇબી માલને લગતો ભાવ મંગાવવો હોય તો પોસ્ટપેડ કાગળ નીચે લખેલે ઠેકાણે લખી વાલવો.

**ઠા૦ દામોદર રતનસી,**

કાલકાદેવીને રસ્તે મહાજનવાડી પાસે નં૦ ૨૭

**મુંબઇ.**

---